# શેષ સંભારણાં






અનુક્રમણિકા





ખરું તો એજ છે કે જેનું દિલ સલામત છે, જેનું હૃદય જીવંત છે. એની દૃષ્ટિ અતીત તરફ જાય છે, જવાની જ. કાં જાય છે. શું કરવા જાય છે એ કહી શકાતું નથી. અતીત કલ્પનાનો લોક છે, એક પ્રકારનો સ્વપ્નલોક છે એ નિ:શંક છે. એટલે જો કલ્પનાનાં બધા જ ખડોને સુખપૂર્ણ માની લઇએ તો પ્રશ્ન વિકટ નહિ રહે; તુરત કહી શકાય કે એ સુખ મેળવવા એમ કરે છે. પણ મને લાગે છે કે અતીત તરફ લળી લળીને જોવાની ટેવ સુખ-દુ:ખની ભાવનાથી પર છે. મને સંભારણાં માત્ર સુખપૂર્ણ દિવસોના અવશેષ નથી લાગતા. એ આપણને લીન કરે છે. આપણા મર્મને સ્પર્શે છે, બસ, આપણે આટલું જ કહી શકીએ.

જેમ પોતાનાં વ્યકિતગત અતીત જીવનની મધુર સ્મૃતિ માનવીમાં હોય છે. એમ જ સમષ્ટિરૂપે અતીત નરજીવનની પણ એક પ્રકારની સ્મૃત્યાભાસ કલ્પના હોય છે. જે ઇતિહાસના સંકેત પર જાગે છે. એની માર્મિકતા પણ નિજ અતીત જીવનની સ્મૃતિની માર્મિકતા જેવી જ હોય છે. નરજીવનની ચિરકાળથી ચાલી આવતી અખંડ પરમ્પરાની સાથે તાદાત્મ્યની આ ભાવના આત્માનાં શુદ્ધ સ્વરૂપની નિત્યતા અને અસીમતાનો આભાસ આપે છે. આ સ્મૃતિ-સ્વરૂપ-કલ્પના ક્યારેક ક્યારેક પ્રત્યભિજ્ઞાનનું યે રૂપ ધારણ કરે છે. જે રીતે પ્રસંગોપાત ઇતિહાસદ્વારા જાણીતી કોઇ ઘટનાનાં વર્ણનને આપણે ક્યાંક બેઠા બેઠા મનોમન યાદ કરીએ છીએ, એજ રીતે કોઇ ઇતિહાસ-પ્રસિદ્ધ સ્થળે પહોંચતા આપણી કલ્પના યા મૂર્ત ભાવના તુરત એ સ્થળ પરની કોઇ માર્મિક ઘટનાના અથવા તો એથી સંબંધ રાખતી થોડી ઐતિહાસિક વ્યકિતઓની વચ્ચે આપણને પહોંચાડી દે છે, જ્યાંથી ફરી, વર્તમાન તરફ પાછા વળીને આપણે કહેવા માંડીએ છીએ કે આ એજ સ્થળ છે કે જે ક્યારેક સજાવટથી ઝગમગતું હતું. જ્યાં અમુક સમ્રાટ સભાસદોની વચ્ચે સિંહાસન પર બિરાજતો હતો, આ તે જ દરવાજો છે જ્યાં અમુક રજપુત

વીર અપૂર્વ પરાક્રમપૂર્વક લડ્યો હતો. વગેરે. આ રીતે આપણે તે કાળથી માંડી આ કાળ સુધી આપણી સત્તાના આરોપણનો અનુભવ કરીએ છીએ.

અતીતની કલ્પના સંસ્મરણો જેવી સજીવતા પ્રાપ્ત કરીને તક મળ્યે પ્રત્યભિજ્ઞાનનું* રૂપ ધરી શકે છે, જેનો આધાર કાં તો ઇતિહાસ, કાં અનુમાન હોય છે. અતીતની આ સ્મૃતિ-સ્વરુપા કલ્પના કેટલી મધુર, કેટલી માર્મિક અને કેટલી લીન કરનારી હોય છે તે સહૃદયોથી છુપું નથી, છુપતી શકાતું નથી. માનવીની અન્તઃપ્રકૃતિ ઉપર એનો પ્રભાવ પ્રબળ ને સ્પષ્ટ છે. સહૃદયો એનાં પ્રભાવનો, એની સજીવતાનો અસ્વીકાર કરી નથી શકતા. એ પ્રભાવનું, એની સજીવતાનું મૂળ છે સત્ય. સત્યથી અનુપ્રાણિત હોવાને કારણે જ કલ્પના સ્મૃતિ અને પ્રત્યભિજ્ઞાન જેવું સજીવ રૂપ મેળવે છે. કલ્પનાનાં આ સ્વરુપની સત્યમૂલક સજીવતાનો અનુભવ કરીને જ સંસ્કૃતનાં પ્રાચીન કવિઓ પોતાનાં મહા-કાવ્યો અને નાટકો કોઈ ઇતિહાસપુરાણનાં વૃત્તને આધારે જ રચતા હતા.

સત્યનો અર્થ અહીં માત્ર વસ્તુતઃ ઘટિત વૃત્ત જ નહિ પણ નિશ્ચયાત્મકતાથી પ્રતીત વૃત્ત પણ છે. જે વાતો ઇતિહાસોમાં પ્રસિદ્ધ ચાલી આવે છે એ જો પ્રમાણોથી પુષ્ટ ન હોય તો પણ લોકોનાં વિશ્વાસ બળે એ પ્રકારની સ્મૃતિ-સ્વરુપા કલ્પનાનો આધાર બની જાય છે. આવશ્યકતા હોય છે માત્ર એ વાતનાં પૂરેપૂરા વિશ્વાસની કે આ પ્રકારનો બનાવ આ સ્થળે બન્યો હતો. જો એવો વિશ્વાસ તેનાં વિરુદ્ધની થોડીક સાબિતીઓ રજુ થતાં ડગી જાય તો એ રૂપની કલ્પના બરાબર નહિ જાગે. બીજી લક્ષમાં લેવા જેવી વાત આ છે કે ઇતિહાસનાં સંકેત પર ચાલતી મૂર્ત ભાવના પણ અનુમાનોનો આશરો લે છે. કયારેક કયારેક તો શુદ્ધ અનુમાન જ

* પ્રત્યભિજ્ઞાન-સ્મૃતિની સહાયતાથી થતું જ્ઞાન.

મૂર્ત ભાવનાનું પરિચાલન કરે છે. જો કોઈ અપરિચિત પ્રદેશમાં પણ કોઈ વિસ્તૃત ખંડેરો પર જઇને આપણે બેસીએ તો માત્ર આ અનુમાનના આધારે જ કે કયારેક અહીં સારો વસવાટ હતો, આપણે પ્રત્યભિજ્ઞાનની ઢબે એ પ્રકારની કલ્પનામાં પ્રવૃત્ત થઇ જઈએ છીએ કે "આ એજ સ્થળ છે જ્યાં કયારેક જૂનાં મિત્રોની મંડળી જામતી હતી. રમણિઓનો હાસ્ય-વિલાસ ગુંજતો હતો. બાળકોનો ક્રીડા કલરવ સંભળાતો હતો" વગેરે૦. કહેવાની જરૂર નથી કે પ્રત્યભિજ્ઞાન સ્વરૂપા આ કોરી અનુમાનાશ્રિત કલ્પના પણ સત્યમૂલક હોય છે. વર્તમાન સમાજનું ચિત્ર ખડું કરનાર નવલકથાઓ પણ અનુમાનાશ્રિત હોવાને કારણે સત્યમૂલક હોય છે.

આપણે માટે વ્યક્ત સત્ય છે, જગત અને જીવન૦. એનો જ અન્તર્ભૂત રૂપ વ્યાપાર આપણાં હૃદય પર માર્મિક પ્રભાવ પાડીને આપણાં ભાવોનું પ્રવર્તન કરે છે; આ રૂપ-વ્યાપારોમાં આપણે ભગવાનની કળાનો સાક્ષાત્કાર કરીએ છીએ, એનાં જ સુત્રને પકડીને આપણી ભાવના ભગવાન સુધી પહોંચે છે. જગત અને જીવનનો એ રૂપ-વ્યાપાર અનંત છે. કલ્પના દ્વારા હાજર કોઈ રૂપ-વ્યાપાર જ્યારે એનાં મેળમાં હોય છે ત્યારે એમનો જ એક પ્રતીત થાય છે, અતઃ એવું કાવ્ય સત્યની અન્તર્ગત હોય છે. એનો જ ઊંડો પ્રભાવ પડે છે. એજ આપણાં મર્મને સ્પર્શે છે. કલ્પનાનું જે લુખ્ખું ઉડ્ડયન આ પ્રકારે સત્ય પર આશ્રિત નથી એ દળવા મનોરંજનની વસ્તુ છે; એનો પ્રભાવ માત્ર વેલ બુટ્ટા યા નકશી જેવો હોય છે, માર્મિક નહિ.

આપણો ભારતીય ઇતિહાસ કોણ જાણે કેટલાયે માર્મિક વૃતોથી ભર્યો પડ્યો છે. ઘણાં દિવસથી હું એ રાહ જોતો હતો કે કોઇ સાચી ઐતિહાસિક કલ્પનાવાળો પ્રતિભા-સંપન્ન કવિ અને લેખક આપણાં વર્તમાન હિન્દી સાહિત્ય ક્ષેત્રે પ્રગટે. કોઇ પણ

કાળની સાચી ઐતિહાસિક કલ્પના મેળવવા એ કાળ સંબંધી મળી શકતી તમામ ઐતિહાસિક સામગ્રીની છણાવટ જરૂરી બને છે. એવી છણાવટ કોરા વિદ્વાનો તો કર્યા જ કરે છે, પણ એની સહાયથી કોઈક કાળનું એકાદ જમાનાનું જીવતું-જાગતું ચિત્ર તો તેજ ઊભું કરી શકે જેની પ્રતિભા કાળનાં ગાઢ પડદાની આરપાર જઈ અતીતની એકે એકે વાતનો ઝળકાવી દે. રાહ જોતાં જોતાં સ્વર્ગીય 'પ્રસાદ'જીનાં નાટકો સામે આવ્યાં, જેમાં પ્રાચીન ભારતની થોડી-ઘણી મધુર ઝલક મળી. એમનાં અવસાન પહેલા થોડા દિવસે નવલ-કથારૂપે પણ એવી ઝાંખી કરાવવા મેં એમને આગ્રહ કર્યો હતો; જે એમને અંતરે વસ્યો પણ હતો.

નાટકો રૂપે ઐતિહાસિક કલ્પનાનું અતીત-પ્રદર્શક વિધાન જોઈને ભાવાત્મક પ્રબંધો રૂપે સ્મૃતિ-સ્વરૂપા યા પ્રત્યભિજ્ઞાન-સ્વરૂપા કલ્પનાનું પ્રવર્તન જોવાની લાલસા, જે પ્રથમથી જ મનમાં હતી તે પ્રબળ થઇ ઊઠી. એ લાલસા કઇ રીતે કોનાં દ્વારા પૂર્ણ થશે એનાં વિચારો કર્યા જ કરતો હતો. ત્યાં ताजमहल અને एक स्वप्नकी शेष स्मृतियां નામક બે ગદ્ય પ્રબંધ જોવામાં આવ્યા. એ બન્નેનાં લેખક હતા મહારાજ કુમાર શ્રી. રઘુવીરસિંહજી. આશાને એક આધાર મળ્યો. એ બન્ને લેખોમાં જે પ્રતિભાના દર્શન થયા એનાં સ્વરૂપને સમજવા હું પ્રયત્ન કરવા લાગ્યો. પહેલી વાત મને એ લાગી કે મહારાજકુમારની દ્રષ્ટિ એ કાલખંડમાં ફરી વળી છે જે ભારતીય ઇતિહાસમાં 'મધ્યકાળ' કહેવાય છે. એમની કલ્પના અને ભાવનાને જગાડનાર એ કાળનાં-એ યુગના થોડાક સ્મારક ચિન્હ છે એ જોઈને એનો પણ આભાસ મળ્યો કે એમની કલ્પના ક્યા પ્રકારની છે. મને એ સ્મૃતિ-સ્વરુપા જણાઇ છે, જેની માર્મિકતા વિષે હું અગાઉ કહી ચૂક્યો છું. મહારાજકુમાર જેવા ઇતિહાસનાં મહા વિદ્વાનનાં હૃદયમાં આવો ભાવ સાગર લહેરાતો જોઇ હું તૃપ્ત થઈ ગયો. વિદ્વતા અને ભાવુકતાનો આવો મેળ વિશ્વમાં અત્યંત વિરલ છે.

પ્રસ્તુત સંગ્રહનું નામ છે "शेष स्मृतियाँ," આમાં પાંચ ભાવાત્મક નિબંધ છે જેનું લક્ષ્ય છે—તાજમહેલ, ફતેહપુર સીકરી, આગરાનો કિલ્લો, લાહોરની ત્રણ (જહાંગીર, નૂરજહાં અને અનારકલીની) કબરો અને દિલ્લીનો કિલ્લો. કહેવાની જરૂર નથી કે આ પાંચે સ્થળો જેમ મોગલ-સમ્રાટોનાં ઐશ્વર્ય, વિભૂતિ પ્રતાપ, આમોદ-પ્રમોદ અને ભોગ-વિલાસનાં સ્મારક છે તેમ એમનાં દીનતા, વિષાદ, નિરાશા અને ઘોર પતનનાં પણ સંભારણાં છે. માનવીની ઐશ્વર્ય, વિભૂતિ, સુખ અને સૌંદર્યની વાસના અભિવ્યક્ત થઈને જગતનાં કોઈ નાનાં યા મોટા ભાગને પોતાના રંગમાં રંગીને માનુષી સજીવતા બક્ષે છે. જોતજોતામાં કાળ એ વાસના જીવી માનવીને ધક્કો મારી દૂર કરી દે છે. ધીરે ધીરે ઐશ્વર્ય-વિભૂતિનો એ રંગ પણ ઉપટતો જાય છે. ને જે કંઈ શેષ રહી જાય છે તે ઘણાં સમય સુધી ઈંટ-પત્થરની ભાષામાં એક જૂની વારતા કહેતું રહે છે. સંસારનો પ્રવાસી માનવી એને પોતાની જ વાત સમજી સાંભળે છે, કારણ જીવનનું શાશ્વત અને સનાતન સ્વરૂપ એમાં ઝળકે છે.

આ સ્મારકો ન જાણે કેટલીયે વાતો પોતાનાં પેટમાં ગોપવી ક્યાંક ઊભા, ક્યાંક બેઠા, તો ક્યાંક પડયા છે. સીકરીનો બુલંદ દરવાજો ઊભો છે. મહારાજકુમાર એની સામે ઊભા રહે છે ને વિચારે છે.

"જો આજે આ દરવાજાને વાચા ફુટે, પોતાનાં સંસ્મરણો એ કહેવા માંડે તો ભારતનાં ન જાણે કેટ-કેટલાયે અજ્ઞાત ઇતિહાસનો પત્તો લાગી જાય, અને ન જાણે કેટલીયે ઐતિહાસિક ત્રુટીઓ દૂર કરી શકાય."

કેટલીક વ્યક્તિઓનાં સ્મારક-ચિહ્નો તો એમની પાછળ એમના પૂરા પ્રતિનિધિ યા પ્રતીક બની જાય છે. અને એ જ રીતે ઘૂંણા

યા પ્રેમના બની રહે છે. જે રીતે પોતાનાં જીવનકાળમાં એ વ્યક્તિઓ હતી.

"જીંદગી પૂરી થયે માનવી જ્યારે એને સમેટી આ લોકમાંથી વિદાય લે છે ત્યારે જગત એ ગત આત્માનાં સંસર્ગમાં આવેલી વસ્તુઓ પર પ્રહાર કરીને યા એને ચૂમીને માની લે છે કે તે એ અદૃશ્ય થયેલા આત્મા પ્રતિનો પોતાનો ભાવ-લાગણી પ્રગટ કરી રહ્યું છે. એ મૃત વ્યક્તિનાં પાપ યા પુણ્યનો ભાર વહે છે એનાં જીવન સાથે સંકળાયેલા ઈંટ અને પત્થર."

કોઈ અતીત જીવનનાં આ સંભારણાં કાં તો એમ ને એમ જ, કદાચ કાળની કૃપાથી એવા ને એવા રહી જાય છે, અથવા જાણી જોઈને રાખી જવાય છે. જાણી, જોઈને કંઈક સંભારણું મૂકી જવાની કામના પણ માનવ પ્રકૃતિમાં જ રહેલી છે. પોતાની સત્તાના લોપનો વિચાર માનવીને અસહ્ય છે. પોતાની પાર્થિવ સત્તાને તો એ સ્થાયી નથી કરી શકતો; એથી એ ઈચ્છે છે કે એ સત્તાની સ્મૃતિ જ કોઈ જનસમૂહ વચ્ચે સ્થાયી બને. બાહ્ય-જગતમાં નહિ તો આન્તર્જગતનાં કોઈ ભાગમાં જ એ એને સ્થાયી કરવા ઇચ્છે છે. આને આપણે અમરત્વની આકાંક્ષા યા આત્માની નિત્યતાનો ઇચ્છાત્મક આભાસ કહી શકીએ—

ભાવિમાં આવનાર પોતાના અંતનાં તથા એ દ્વારા પોતાનાં વ્યક્તિત્વનાં જ નહિ. પોતાના સર્વસ્વનાં નાશનાં વિચાર માત્રથી જ માનવીનું આખું યે વદન ધ્રુજી ઊઠે છે..... ...માનવી આ પાર્થિવ સંસારમાં પોતાનું સંભારણું ચિરંતન સંભારણું-મૂકી જવા વ્યાકુળ થઇ ઊઠે છે."

પોતાનું સંભારણું સ્થાયી કરી જવા કેટલાક મનસ્વી કળાનો આશરો લે છે અને એનાં આકર્ષક સૌંદર્યની પ્રતિષ્ઠા કરીને વિસ્મૃતિની ખાઈમાં ધકેલનાર કાળના હાથને ઘણાં દિવસો

સુધી–સહસ્રો વર્ષો સુધી રોકી રાખે છે.

"જો કે કાળની સામે કોઈનું યે નથી ચાલતું છતાંય કેટલાક અગ્રજોએ એવી ખૂબીથી કામ કર્યું; એ એવી ચાલ ચાલ્યાં, કે કાળનાં આ પ્રલયકર ધસમસતા પૂરને પણ ખાળવામાં એ સમર્થ થયા. એમણે કાળને સૌંદર્યનાં અદ્રશ્ય છતાં અચૂક પાશમાં જકડી લીધો છે, એને પોતાની કૃતિઓની અનોખી છટા બતાવી લોભાવ્યો છે; એમ એને ભૂલ થાપ આપીને કેટલીકવાર માનવી માત્ર પોતાની સ્મૃતિનાં જ નહિ, પરંતુ પોતાનાં ભાવોનાં સ્મારકોને પણ ચિર સ્થાયી બનાવી શક્યો છે."

આ રીતે આ સ્મારકો કાળનાં પ્રવાહને જરા ખાળીને માનવીની કેટલીયે પેઢીઓની આંખમાં આંસુ વહેવડાવતાં ચાલ્યા જાય છે. માનવી પોતાની પાછળ આવનાર માનવીને રડાવવા માગે છે. મહારાજકુમારની સામે સમ્રાટોનાં અતીત જીવન-નાટકની ધ્વસ્ત રંગભૂમિ છે, સામાન્ય જનતાની જીવન-લીલાની રંગભૂમિ નથી. આમાં જે રીતે ભાગ્યનાં ઉંચામાં ઉંચા ઉત્થાનનાં દ્રશ્યો છે તે જ રીતે ઊંડામાં ઊંડા પતનનાં પણ છે. જે જેટલે ઊંચે ચડેલો દેખાય છે તે ત્યાંથી પડતાં એટલો જ નીચે પછડાતો પણ જણાય છે. દર્શકોને એનાં ઉત્થાનની ઊંચાઇ જેટલી કુતૂહલભરી અને વિસ્મયકારી લાગે છે, એટલી જ એનાં પતનની ખાઇની ઊંડાઇ પણ માર્મિક અને આકર્ષક લાગે છે. અસામાન્ય તરફ લોકોની નજર પણ વધુ દોડે છે. આંખ પણ વધુ મંડાઇ રહે છે. અત્યંત ઊંચાઇએથી પડવાનું દ્રશ્ય માનવી કુતૂહલ સાથે જૂએ છે. જેમ આ લેખોમાં ભાવુક લેખક કહે છે—

"બહુ ઊંચેથી પડતા જળધોધને જોવા લોકો સેંકડો ગાઉની મજલ કાપીને પણ આવે છે......એ ઊંચા કાંગરાઓ સાથે પછડાઇને એ જળધારાનું ફેલાઇ જવું, બિન્દુ બિન્દુ થઇને ફુવારા રુપે અહીં-તહીં વિખેરાઇ જવું, હવામાં મળી જવું—બસ, એ જ દ્રશ્ય

જોવામાં માનવીને આનંદ આવે છે."

જીવન તો જીવન જ છે–પછી એ રાજાનું હોય યા રંકનું. એમાં સુખ અને દુઃખ આ બે બાજુ હોવાની જ. એમાંથી કોઈ બાજુ સ્થિર નહિ રહે. સંસાર અને સ્થિરતા ! અતીતનાં લાંબા–પહોળા મેદાનની વચ્ચે આ ઉભય બાજુઓની ઘોર વિષમતા નજર સામે રાખીને પોતે જે વિચાર–ભાવ–ધારામાં ગરકાવ થયા છે તેમાં બીજાઓને પણ ગરકાવ કરવા ભાવુક મહારાજકુમારે આ શબ્દ ઝરણાં વહાવ્યાં છે. આ પુનિત વિચાર–ધારામાં નહાયે વર્તમાનનો પોતા–પારકાનો, થયેલા–જામેલો મેલ દૂર થાય છે ને હૃદય સ્વચ્છ થાય છે. સુખ–દુઃખની વિષમતા ઉપર જેમની ભાવના વિશેષતા પ્રવૃત્તિ થશે એ બેશક એક તરફ તો જીવનની ભોગ બાજુ–યૌવન-મદ, વિલાસની પ્રચુર–સામગ્રી, કળા સૌંદર્યનો ઝગઝગાટ, રંગરાગ અને આમોદ–પ્રમોદની ધૂમધામ અને બીજી તરફ દીનતા, નિરાશા અને ઉદાસીનતાને સામે રાખશે. ઇતિહાસ પ્રસિદ્ધ મોટા મોટા પ્રતાપી સમ્રાટોના જીવન વિષે પણ એ આમ જ કરશે. એમનાં તેજ, પ્રતાપ, પરાક્રમ વગેરેની ભાવનાને એ ઇતિહાસ–વિદ વાચકની સહૃદયતા પર મૂકી દેશે. અહીં મહારાજકુમારે જીવનની ભોગ બાજુને જ વધુ આલેખી છે એનું કારણ મને એ જ લાગ્યું છે. એથી જ 'મદ' અને 'પ્યાલા' વારંવાર સામે આવ્યા છે, જે કોઈકોઈને ખટકે એ સંભવિત છે.

કહેવાની જરૂર નથી કે સુખ અને દુઃખ વચ્ચેનું વૈષમ્ય જેવું માર્મિક ને હૃદયસ્પર્શી હોય છે. એવું જ ઉન્નતિ અને અવનતિ પ્રતાપ અને હ્રાસની વચ્ચેનાનું પણ છે. આ વૈષ્મ્ય બતાવવા એક તરફ કોઈના પતન–કાળની અસમર્થતા, દીનતા, વિવશતા વગેરેનાં દૃશ્ય સામે મૂકવામાં આવે છે; તો બીજી તરફ એનાં ઐશ્વર્ય–કાળના પ્રતાપ, તેજ, પરાક્રમ વગેરેને સંભારવામાં આવે છે. આ કૃતિમાં

દિલ્હીનાં કિલ્લાનાં પ્રસંગોમાં શાહ આલમ, મુહમ્મદશાહ અને બહાદુર શાહનાં દુર્દિનોનાં ચુટેલા ચિત્રો રજુ કરીને જે ગૂઢ ને ગંભીર પ્રભાવ પાડવામાં આવ્યો છે એને હૃદયસ્તલે પહોંચાડનાર વસ્તુ છે. અકબર, શાહજહાં, ઔરંગઝેબ વગેરે બાદશાહોનાં તેજ, પ્રતાપ ને પરાક્રમની ભાવના. પરંતુ કહેવાઇ ગયું છે તેમ લાગણી પ્રધાન લેખકે આ ભાવનાને બહુધા અવ્યક્ત જ રાખી છે; એને વાંચકનાં અન્તઃકરણમાં ઇતિહાસ દ્વારા પ્રતિષ્ઠિત જ માની લીધી છે.

વસ્તુસ્થિતિ એ છે કે સમ્રાટોનાં પ્રભુત્વ, પ્રતાપ અને અધિકાર વગેરે દર્શાવતા પ્રસંગોનો ઉલ્લેખ તો ઇતિહાસ કરે જ છે. એથી ભાવુક કવિ યા લેખક પોતાની કલ્પનાદ્વારા જીવનનાં એ આંતર-બાહ્ય વ્યાપારોને નજર સમીપ ખડા કરે છે જેને ઇતિહાસ નકામાં ગણી વણસ્પર્શ્યા જ રહેવા દઇ છલાંગો મારતો આગળ નીકળી જાય છે. તાજમહેલ જે દિવસે સંપૂર્ણ તૈયાર થઈ ગયો હશે અને મોટી ધામધૂમ સાથે શાહજહાં એને પહેલવહેલો જોવા ગયો હશે એ દિવસ કેટલા મહત્વનો બન્યો હશે ? પણ મહારાજકુમાર કહે છે તેમ—

"એ મહાન દિવસનું વર્ણન ઇતિહાસકારોએ ક્યાંય પણ નથી કર્યું. હજારો નર-નારી, આબાલ-વૃદ્ધ એ દિવસે એ અપૂર્વ મકબરાનાં, વિશ્વની એ અતિ અનુપમ કૃતિનાં દર્શનાર્થે એકઠા થયા હશે? ......વિધ વિધ દર્શકોનાં હૃદયમાં કેવા વિધ વિધ ભાવો જન્મ્યાં હશે ? ......તાજનાં એ અદ્વિતીયદ્વારે જઇને જ્યારે શાહજહાંએ એ સમાધિ જોઈ હશે ત્યારે એનાં હૃદયની શી દશા થઈ હશે ?"

ઇતિહાસ જેને નકામાં ગણીને નથી સ્પર્શ્યો, એવા પ્રસંગોને નજર સમીપ ખડા કરવામાં ભાવુક લેખકની કલ્પના પ્રવૃત્ત બની છે. એ ખરૂં છે. મારે આ વિષે એટલું જ કહેવાનું છે કે ઇતિહાસનાં શુષ્ક નિષ્પ્રાણ વિધાનમાં તેજ, પ્રતાપ અને પ્રભુત્વ દાખવતા પ્રસંગો પણ રહી જતાં હોય છે. એનાં જીવંત ચિત્રો પણ શક્તિશાળી ઐતિહાસિક

પુરુષોનાં જીવન-સંભારણામાં જરૂરી છે. આશા છે કે એ તરફ પણ લેખકની ભાવના પ્રેરિત કલ્પના પ્રવૃત્ત થશે.

"શેષ સંભારણાં"માં જીવનની ભોગ-બાજુ વધુ આલેખાઇ છે, પણ એ આલેખન સુખ-સૌંદર્યની અસ્થિરતાની ભાવના ને વિષાદ પ્રધાન કરતું દેખા દે છે, એને આપણે લેખકનો હેતુ નહિ કહી શકીએ. સંસારમાં સુખ-ભાવના કઇ રીતે સાપેક્ષ છે એ તરફ એમની દૃષ્ટિ છે. એ કહે છે કે—

"દુઃખ વિના સુખ! ના! ના! તો તો સ્વર્ગ નરકથીયે વધું દુઃખપૂર્ણ થઇ જશે......સ્વર્ગનું મહત્વ ત્યારે જ સંભવી શકે જ્યારે એની સાથે નરક પણ હોય. સ્વર્ગનિવાસીઓ એને નિહાળે તથા સ્વર્ગ તરફ નરકવાસીઓની મંડાઇ રહેલી આતુર પ્યાસી નજરને સમજી શકે."

માનવ હૃદયથી અળગી સુખ-દુઃખની, સ્વર્ગ-નરકની કોઇ જ સત્તા નથી. જેઓ સુખ-દુઃખને કંઈ જ નથી ગણતા, તેઓ જો કયાંય પણ હોય તો માનવું જોઈએ કે એમની પાસે હૃદય નથી.

"સ્વર્ગ અને નરક એનો ફેર, સૌંદર્ય અને કુરુપતા... આ બધાને તો એજ સમજી શકે જેની છાતીમાં હૃદય નામની કોઈ વસ્તુની હયાતી હોય પછી ભલેને એ અર્ધું બળ્યું-જળ્યું. હોય યા સાવ ભાંગેલું જ કેમ નથી હોતું-પણ ધડકતું હોય. એ સ્વર્ગને અને એ નરકને, દિલવાળાઓએ જ તો વસાવ્યું છે. આ દુનિયા, એનાં બંધન, સુખ-દુઃખ...આ બધાં પણ દિલદારો ને જ આશરે છે!"

"અનંત યૌવન, ચિર સુખ અને મસ્તી આ બધાને સરજીને હૈયાંએ એ સ્વર્ગનો પાયો નાંખ્યો હતો...પરંતુ એ સાથે જ અસંતોષ અને દુઃખનું સર્જન પણ એ હૈયાં એજ કર્યું હતું."

સુખની સાથે દુઃખ પણ લપાયું-છુપાયું-વળગ્યું જ રહે છે. અને ક્યારેક નહિ ને કયારેક પ્રગટ થઈને એ સુખનો અંત

આપી દે છે.

"દિલવાળાઓનાં સ્વર્ગમાં નરકનું વિષ ફેલાયું. અનંતર્યૌવના વિષકન્યા પણ હોય છે. એનો સહવાસ સેવીને કોણ ચિરંજીવ બન્યું છે? દુઃખનાં ભૂતે સુખને સતાવ્યું. મસ્તી અને ઉન્માદને ક્ષય-રૂપી રાજરોગ વળગ્યો."

જો સંસારમાં કોઈ જ વસ્તુ સ્થાઇ નથી તો સુખ–દશા કઇ રીતે સ્થાઈ રહી શકે? જેને કયારેક પૂર્ણ સુખ–સમૃદ્ધિ પ્રાપ્ત હતી એને માટે માત્ર એ સુખ–દશાનો અભાવ જ દુઃખ, દુઃખ–સ્વરૂપ થશે. એને સામાન્ય સ્થિતિ જ દુઃખ-દશા લાગશે. એક વાર રાજા પદે રહી ચૂકેલાની સ્થિતિ જો એક સ્થિતિ સંપન્ન ગૃહસ્થ જેવી થઇ જશે તો એને એ દુઃખ–દશાજ માનશે. સુખની આ સાપેક્ષતા સમષ્ટિરૂપે દુઃખાનુભવની ગાઢતા કોઈ એક વ્યકિતનાં જીવનમાં, કે એક કુળ યા વંશની પરંપરામાં પણ જાળવી રાખે છે. એથી જ આ સંસાર દુઃખમય કહેવાય છે.

આ દુઃખમય સંસારમાં સુખની ઇચ્છા અને પ્રયત્ન જીવમાત્રની વિશેષતા છે. આ વિશેષતા માનવીમાં સહુથી વધુ પ્રમાણમાં–વધુરૂપે વિકસી છે. માનવીની સુખ કામના કેટલી પ્રબળ, કેટલી શકિતશાળી નીકળી! કોણ જાણે કયારથી એ પ્રકૃતિને તોડતી–વછોડતી સંસારની કાયાપલટ કરતી ચાલી આવે છે, એ કદાચ અનંત છે, અનંતની પ્રતીક છે. એ આ સંસારમાં સમાઈ ન શકી ત્યારે કલ્પનાને સાથે લઈ એણે કયાંક દૂર સુંદર સ્વર્ગ રચ્યું.

"અમરત્વની ભાવના જ માનવજીવનને સૌંદર્ય તથા માધુર્ય પૂર્ણ કરે છે. આ પાર્થિવ સ્વર્ગ યા પેલે પારનું એ બેહિસ્ત એકજ ભાવના, ચિરસુખની ઇચ્છા જ એમાં જોવા મળે છે."

આ ચિરસુખ માટે માનવી જીંદગી આખી સતત મથતો જ રહે છે. ઘણાં ઘણાં દુઃખ–દર્દો સહન કરે છે. દુઃખ–દર્દોની આ

પરંપરાની વચ્ચે સુખની જે થોડીક ઝાંખી થાય છે, એ એને લલચાવવા પૂરતી જ હોય છે, પરંતુ એને જ એ સુખ માની લે છે—

સ્વર્ગ-સુખ, સુખ-ઇચ્છાનો ભાવનાપૂર્ણપુંજ, એ તો માનવીની મુસીબતો ને મુશ્કેલીઓને, સુખ સુધી પહોંચવા એણે સહેલાં અપાર કષ્ટો જોઇને હસી પડે છે. અને માનવી એ કુટિલ હાસ્યને જ પામીને મુગ્ધ બની સ્વર્ગ સાંપડયાનો આનંદ અનુભવે છે.

ઉત્તરોત્તર સુખની ઇચ્છા જો માનવ હૃદયમાં જાગતી ન હોત તો કદાચ એને દુઃખનાં આટલા વધુ અને આવા ઉગ્ર ધક્કા સહેવા ન પડત. દુનિયા જેને અત્યંત સમૃદ્ધિવાન અને અત્યંત સુખી માને છે એનાં હૃદય પર-કેટ-કેટલા આઘાત થયા છે એ કોઈ જાણે છે? બહારથી જોનારને અકબરનાં જીવનમાં શાંતિ અને સફળતા જ દેખા દે છે, પરંતુ આપણાં ભાવિક લેખકની દૃષ્ટિ જ્યારે ફતેહપુર-સીકરીનાં લાલ લાલ પત્થરોમાં પ્રવેશી તો ત્યાં અકબરના હૃદયનાં ટુકડા મળ્યા.

પોતાની આશાઓ અને કામનાઓને નિષ્ઠુર સંસાર દ્વારા કચડાતી જોઇને એ રડી પડયો. એનું સજીવ કોમળ હૃદય ફાટીને ટુકડે ટુકડા થઈ ગયું. એ ટુકડાઓ આપમેળે ભગ્ન સ્વપ્ન લોકમાં વિખેરાયા, નિર્જીવ થઈને પથરાઈ ગયા. સીકરીનાં લાલ લાલ ખંડેરો અકબરનાં એ વિશાળ હૃદયનાં રૂધિરથી રંગાયેલા ટુકડા છે."

ચારેય વર્ગમાં આ "સુખ"નું નામ જ 'કામ' છે. જો કે જોવામાં 'અર્થ' અને 'કામ' જુદા જુદા દેખાય છે, પણ ખરૂં પૂછો તો 'અર્થ' 'કામ'નું જ એક સાધન ઠરે છે. સાધ્ય રહે છે 'કામ' યા 'સુખ' જ. અર્થ સંગ્રહ ઉદ્યોગ અને તૈયારીની ભૂમિ છે, 'કામ' ભોગ-ભૂમિ છે. માનવી કયારેક અર્થ-ભૂમિ પર હોય છે તો કયારેક કામ-ભૂમિ પર હોય છે. અર્થ-સાધનાને કામ-સાધના વચ્ચે જીવન ફાળવતો એ આગળ વધે છે. બેઉનાં સ્વરૂપ બે ધ્રુવની જેમ

વિભિન્ન . છે" આ બંનેનો સારો સમન્વય કરવો એટલે સફળતાને માર્ગે ચાલવું. જે અનન્ય ભાવે અર્થ-સાધનામાંજ લીન રહેશે એ હૃદય ગુમાવી બેસશે; જે આંખો મીંચી કામ-સાધનામાંજ લિપ્ત રહેશે એ કોઇ મેળનોજ નહિં રહે. અકબરે કઇ રીતે બેઉનો મેળ કર્યો હતો, જુઓ—

"સ્વપ્નલોકનાં સ્વપ્નાગારમાં પડયો પડયો અકબર સામ્રાજ્ય-સંચાલનનું સ્વપ્ન જોયા કરતો હતો. રાજ-કાજ સંભાળતા- સંભાળતા પણ સુખ-ભોગનો મદ ઉતરી ન જાય એ માટે અકબરે આ સ્વપ્નાગાર સરજ્યો હતો."

પોતાનું સામ્રાજ્ય દૃઢ કરવામાં અકબરને ઘણાં ઘણાં કષ્ટો વેઠવા પડ્યા હતા, ખૂબ ખૂબ તપ કરવું પડયું હતું, છતાં એનાં હૃદયમાંની વાસનાઓ મરી નહોતી ગઈ—

પ્રારંભિક દિવસોની તપસ્યા એનાં ઊભરાતા ઉમંગોને દાબી ન શકી; વિલાસ-વાસનાની જ્વાળા હજુયે એનાં દિલમાં જલતી હતી. માત્ર એનાં ઉપર સંયમની રાખ વળી ગઇ હતી.

ગંભીર ચિંતનથી સાંપડેલા જીવનનાં સત્યને સમીપ રાખીને જ્યારે કલ્પના મૂર્ત વિધાનમાં, અને હૃદય ભાવ-સંચારમાં પ્રવૃત્ત થાય છે ત્યારે જ માર્મિક પ્રભાવ ઉદ્ભવે છે. "શેષ સંભારણાં" આ પ્રકારનાં અનેક માર્મિક સત્યો આપણી પાસે રજુ કરે છે. બેગમ મુમતાજ મહાલ શાહજહાંને આ સંસારમાં મૂકી ચાલી ગઇ. એનો પૃથ્વી પ્રસિદ્ધ મકબરો પણ બની ગયો. શાહજહાંનાં આખાયે જીવનમાં ઉદાસી છવાઇ રહી. પરંતુ શોકની છાયા માનવીની સુખ-લિપ્સાને સદાને માટે દાબી દે તેવું બહુ ઓછું બને છે. કોઈ પ્રિય વસ્તુ ચાલી જાય છે, એનાં અભાવનો અંધકારમય અનુભવ આખા અંતઃકરણને આવરી લે છે, અને એમાં કોઈ પણ જાતની સુખ-કામના માટે સ્થાન નથી રહેતું. પરંતુ ધીરે ધીરે એ ભાવના ઓસરવા લાગે

છે ને નવી કામનાઓ માટે સ્થાન થવા માંડે છે. માનવી પોતાનું મન બાળવા કોઈ આધાર શોધવા માંડે છે. કારણ મન ક્યાંય વળ્યા વિના રહી શકે એમ નથી. શાહજહાંએ મહત્વ-પ્રદર્શન અને સૌન્દર્ય-દર્શનની કામનાને ખોદી ખોદીને જગાડી, અને એને સંતોષવાની ભીખ કલા પાસે માગી. દિલ્હી એનાં હૃદયની જેમ જ ઉજ્જડ-વેરાન પડી હતી, એને ફરીથી વસાવી એણે એનાં હૃદયને ફરી વસાવ્યું. મનમાં ને મનમાં દિલ્હીને શાહજહાંબાદ બનાવી એ એની રૂપરેખા દોરવા લાગ્યો. પુરુષ-પ્રકૃતિનાં એક વિશેષ સ્વરૂપને નજર સમક્ષ ખડી કરતારી શાહજહાંની એ માનસિક દશા તરફ લેખકે આ રીતે દૃષ્ટિપાત કર્યો છે—

"એકવાર હોઠે અડ્યા પછી એ અળગી નથી થતી, એકવાર સ્વપ્નો જોવાની, સુખ-સ્વપ્નલોકમાં વિહરવાની લત પડ્યા પછી એનાં વિના જીવન નીરસ બની જાય છે. પ્રેમ-મદિરાને ધરતી પર ઢોળી નાખી શાહજહાં પુનઃ મસ્તી મેળવવા આતુર થઈ રહ્યો હતો; નિજ-જીવન સર્વસ્વને ગુમાવીને એ જીવનનો કોઇ બીજો આધાર શોધતો હતો......સુંદર સુકોમળી અનારકલીને કચડી નાંખનારી કઠોર હૃદયી રાજ્યશ્રી એની સહાયક બની......રાજશ્રીએ સમ્રાટને પ્રેમલોકથી ભૂલથાપ આપી સંસારનાં સ્વર્ગ તરફ આકર્ષ્યો."

કોઇને દુઃખથી સંતપ્ત જોઇને જ્ઞાની બની જનારા ઘણાં આ જીવનની ક્ષણભંગુરતાનો, સંયોગ-વિયોગની અસારતા વગેરેનો ઉપદેશ દેવા મંડી પડે છે. આ પ્રકારનાં ઉપદેશોમાં શુષ્ક પ્રથાના અનુસરણ યા એક નાટક ઉપરાંત બીજું કંઈ જ નથી જણાતું. દુઃખી માનવીનાં હૃદય પર એનો કંઇ જ પ્રભાવ નથી પડતો; ઉલટાનો ક્યારેક ક્યારેક તો એ એને વધુ ક્ષુબ્ધ કરી મૂકે છે—

"દાર્શનિકો કહે છે કે જીવન એક પરપોટો છે, ભ્રમણ કરતા આત્માને ઉતરવાની એક ધર્મશાળા માત્ર છે, તેઓ એમ પણ કહે છે કે આ જીવનમાં શું સંયોગ અને શું વિયોગ? એક પ્રવાહમાં

સંજોગવશાત સાથે વહેતાં લાકડાનાં ટુકડાઓ જેવી આ બેમાં મળવાં ને જુદા પડવાની વાત છે. પણ એ વિચાર શું કોઈ સંતપ્ત હૃદયને શાંતિ આપી શકે છે?......સાંસારિક વ્યથાઓથી દૂર બેઠેલો જીવન–સંગ્રામનો કોઇ તટસ્થ દર્શક ભલે ગમે તે કહે, પરંતુ જીવનના આ ભીષણ સંગ્રામમાં ઝઝુમતા ઝઝુમતા, ઘટનાઓનાં ઘોર આઘાત સહેતાં હૃદયોની શી સ્થિતિ હોય છે એ તો જેણે ભોગવ્યું હોય એજ કહી શકે."

એજ રીતે જીવનનાં અન્ય સત્યો પણ આપણી સામે રજુ થાય છે. પોતાના પ્રાણ યા પ્રભુત્વ–ઐશ્વર્યના રક્ષણની બુદ્ધિ યા સામર્થ્ય ન હોવા છતાં યે કોઇના પ્રેમની ઓથે માનવી કઇ રીતે પોતાનું જીવન જીવી જાય છે એનું એક સાચું ઉદાહરણ જહાંગીર અને નૂરજહાંનાં પ્રસંગમાં સાંપડે છે. જહાંગીર તો નૂરજહાંને મેળવીને "મોહમયી પ્રમાદ મદિરા" પીને પડી ગયો, નૂરજહાં જ એના સામ્રાજ્યને અને ક્યારેક ક્યારેક ખુદ એને પણ સંભાળતી રહી—

"જહાંગીર પણ આંખો મીંચી પડયો પડયો સુરા, સુંદરી તથા સંગીતનાં સ્વપ્નલોકમાં વિચરતો હતો. પરંતુ જ્યારે એક ઝોકો આવ્યો. અને જ્યારે તોફાનનો અંત આવવા લાગ્યો, ત્યારે જહાંગીરે જરાક આંખો ઉઘાડી, ને જોયું તો એને લઇને નૂરજહાં રાવલપિંડી તરફ નાસી જતી હતી. ખુર્રમ અને મહોબ્બતખાં ઝેલમની આ બાજુ ડેરા નાખીને પડયા હતા."

જીવનનાં એક સત્યનું મૂર્ત અને જીવંત ચિત્ર ખડું કરવા સહૃદય લેખકે કેવી સટીક અને સ્વાભાવિક વસ્તુ ચુંટી છે! "જહાંગીરે જરાક આંખો ઉઘાડી, ને જોયું તો એને લઈને નુરજહાં નાસતી જતી હતી" લઇને ભાગવાની વાત સંભાળવા અને બચાવવાની સ્વાભાવિક અને સનાતન રૂપને નજર સામે ખડું કરી દે છે.

વસ્તુસ્થિતિ એ નથી કે લેખકની નજર પોતાના સમક્ષ જીવન

ઉપર જ, શક્તિશાળી સમ્રાટોનાં ઐશ્વર્ય, વિભૂતિ, ઉત્થાન–પતન આદિ પર જ પડી છે, અને સામાન્ય જનતાના સુખ–દુઃખ તરફ વળી જ નથી. એમનામાં જે શુદ્ધ માનવતાની નિર્મળ જ્યોત છે એનાંજ અજવાળે એમણે સમ્રાટોનાં જીવનને પણ નિહાળ્યું છે. જો કે જે પાંચ સ્થળોને એમણે અહીં રજુ કર્યા છે, એનો સંબંધ ઇતિહાસ પ્રસિદ્ધ શાસકો સાથે છે, છતાં યે એમનાં અતીત ઐશ્વર્ય–મદને યાદ કરતી વેળા એમણે એ બિચારાઓને પણ યાદ કર્યા છે, જેમનાં જીવનનો બધોયે રસ નિચોવીને એ મદનો પ્યાલો ભરવામાં આવ્યો હતો.

"વૈભવ વિહીન સીકરીના એ ખંડેરો માનવની વિલાસ–વાસના અને વૈભવ–લિપ્સાને જોઈને આજે પણ બીભત્સ અટ્ટહાસ કરે છે. પોતાની દશા જોઇને એને યાદ આવે છે એ કરોડો માનવી, જેમનાં હૃદયને, જેમની ભાવનાઓને; શાસકો, શ્રીમંતો તથા વિલાસીઓની કામનાઓ પૂર્ણ કરવા માટે નિર્દયતાપૂર્વક કચરી નાંખવામાં આવી હતી. આજે પણ એ ભવ્ય ખંડેરોમાં એ પીડિતોનું રુદન સંભળાય છે."

સ્મૃતિ સ્વરૂપા કલ્પના કવિઓ અને લેખકોને કાંતો મુખ્યત્વે અતીતના રૂપ–ચિત્રણમાં પ્રવૃત્ત કરે છે અથવા થોડાક માર્મિક રૂપોને લઇને ભાવોનાં પ્રચુર અને પ્રગલ્ભ નિદર્શનમાં લીન કરે છે. બેઉને પોત–પોતાનાં વિધ વિધ મૂલ્યો છે. મહારાજકુમારની પ્રતિભા મને બીજા પ્રકારની લાગી છે. એમનાં નિબંધોમાં માનસિક દશાઓનું ચિત્રણ, ભાવોનાં ઉદ્‌ગારોનાં આલેખનનું મહત્વ જ મુખ્ય છે, વસ્તુ–ચિત્રણનું ગૌણુ યા અલ્પ. ભાવુક લેખકની દૃષ્ટિ કોઈ અતીત કાલ–ખંડની સંસ્કૃતિનાં સ્વરૂપ તરફ નથી; માનવ–જીવનનાં નિત્ય અને સામાન્ય સ્વરૂપ પ્રત્યે છે, એનો આભાસ મોતી મસજિદનાં ઉલ્લેખમાં થોડોક મળે છે—

"એ નિર્જન સ્થળે એકાદ વ્યકિતને જોતાં એવું લાગે છે કે તે દિવસોમાં અહીં આવનાર માનવીમાંથી કોઇનો આત્મા પોતાની જૂની સ્મૃતિઓનાં બંધનમાં પડી ખેંચાઇને ફરી અહીં ચલ્યો આવ્યો છે."

આ ભાવના અત્યંત સ્વાભાવિક છે. પરંતુ સંસ્કૃતિનાં સ્વરૂપ ઉપર વિશેષ નજર રાખનાર ભાવુક ઉપલા વાક્યમાં આવેલ "એકાદ વ્યક્તિ"ની આગળ "જૂની રીત-ભાત વાળી" વિશેષણ અવશ્ય મૂકત.

મહારાજકુમારનું લક્ષ જો વસ્તુ-ચિત્રણ તરફ હોત તો દરબારની સાજ-સજાવટ, દરબારીઓનાં પોષાક, એમનું થાંભલાને ટેકીને ઊભા રહેવું, એમની તાજિમ¹ વગેરનું, એજ રીતે વિલાસ ભવનમાં બેગમો, બાદીઓ અને ખોજાઓ²ના વેશભુષા, ઇરાન અને દમિસ્કનાં રંગબેરંગી ગાલિચાઓ અને મોટા મોટા ફાનુસો³ તથા શમાદાનો⁴નું દૃશ્ય અવસ્ય ખડું કરત. પરંતુ દૃશ્ય-વિધાનનો ઉદ્દેશ એમનો જણાતો નથી. આનો અર્થ એ નથી કે વિસ્તૃત વસ્તુ-ચિત્રણ આમાં છે જ નહિ. એ તો કહેવાઇ જ ગયું છે કે સુખ-દુઃખની વિષમતા દર્શાવવા મહારાજકુમારે જીવનની ભોગ બાજુને જ વધુ આલેખી છે. આથી જ્યાં સુખમય આમોદ-પ્રમોદ, શોભા, સૌન્દર્ય, સજાવટ વગેરેની પ્રચુરતાની ભાવના નિષ્પન્ન કરવી ઇષ્ટ લાગી છે ત્યાં વિસ્તૃત ચિત્રણ પણ અનોખી રીતે રજુ થયું દેખાય છે, ઉદાહરણ રૂપે-દિલ્હીનાં કિલ્લાવાળી નહેરની જળક્રીડાના વર્ણનમાં—

"એ સ્વર્ગ-ગંગામાં, એ નહર-ઈ-બેહિસ્તમાં ખેલતી હતી એ સ્વર્ગની અતિ અનુપમ સુંદરીઓ. એ શ્વેત પાષાણો ઉપર પોતાની સુગંધ પાથરતું એ વારિ હસતું, રમતું, કલકલ ધ્વનિએ ચિરસંગીત ગુંજતું ચાલ્યું જતું હતું, અને એ અપ્સરાઓ પોતાનાં શ્વેતાંગો પર રંગ

---

૧ તાજિમ-કોઈને માન આપવા ઊભા થવું ૨ ખોજા—મુસલમાની અંતઃપુરમાં ગોલા તરીકે રહેવા પાવૈયાઓ, ૩ ફાનુસ-કાચનાં પ્યાલા યા કમળ-આકારનાં ફાનસ ૪ શમાઃદાન-મીણબત્તી માટેના કાચનાં-બત્તીદાન

એરંગી વસ્ત્રો વીંટાળી, નૂપુર પહેરી પોતાની મસ્તીમાં મસ્ત ઝુન ઝુન કરતી કરતી જળ–ક્રીડા કરતી હતી……અને જ્યારે એ હમ્મામ* વસતો, સ્વર્ગનિવાસી જ્યારે એ સ્વર્ગ–ગંગામાં નહાવા આવતા, અને અનેકાનેક પ્રકારનાં સ્નેહપૂર્ણ ચિરાગ એ હમ્મામ*ને અજવાળતા, રંગબેરંગી સુગંધિત જળનાં ફુવારા જ્યારે ત્યાં ઊડતા, ત્યારે…ત્યાં–એ સ્વર્ગમાં સૌંદર્ય વેરાઇ પડતું, સુખ છલકાતું, ઉલ્લાસનું પૂર આવી જતું, મસ્તીનું એક છત્ર શાસન આસતું, અને થતું માદકતાનું નગ્ન નૃત્ય……"

કહેવાઇ ગયું છે તેમ માનસિક દશાઓનું ચિત્રણ, અને ઉભરાતા ભાવોનું અનુપમ નિદર્શન જ આ કૃતિની મુખ્ય વિશેષતા છે. માનસિક દશાઓ છે અકબર–શાહજહાં જેવા ઐતિહાસિક પાત્રોની, ને ઊભરાતા ભાવો છે લેખકના પોતાનાં. સીકરીનાં પ્રસિદ્ધ ફકિર સલીમશાહનો મેળાપ થતાં અકબરનું રાજ–તેજ તપનાં તેજની સામે કેવું ઝાંખું પડ્યું અને એની વૃત્તિ કઇ રીતે ઘણાં સમય સુધી જુદી જ રહી, પરંતુ ફરી ઐશ્વર્ય–વિભૂતિમાં લીન થઇ એનું નિરૂપણ બહુ સુંદર રીતે થયું છે—

"અકબરે તપ અને સંયમની અદ્વિતીય ચમક જોઈ, પણ અનુકૂળ વાતાવરણમાં અભાવે એ જ્યોતિ અન્તર્હિત થઈ ગઈ. પુનઃ સર્વત્ર પાર્થિવતાનો અંધાર છવાઇ ગયો, પરંતુ હવે એમાં–આશાની ચાંદની પણ પથરાઇ."

આજ રીતે મુમતાજમહાલનાં અવસાન ઉપર શાહજહાંની મનોદશાનું પણ માર્મિક ચિત્રણ છે.

હવે થોડુંક મહારાજકુમારના વાણી વૈભવ વિષે. એમનાં નિબંધો ભાવવાહી અને કલ્પનાત્મક છે. અહીં કલ્પના એટલે વસ્તુની યા દૃશ્યની કલ્પના નથી. દૃશ્યનાં વર્ણનમાં અત્યંત ઉદબોધક

*હમ્મામ—સ્નાનાગાર

અને વ્યંજક અદ્દભુતની કલ્પના છે. એમાં શક નથી કે અદ્દભુતનું વિધાન અત્યંત કલાપૂર્ણ, આકર્ષક અને મર્મસ્પર્શી છે. બાહ્ય પરિસ્થિતિઓ અથવા વસ્તુઓનું મિશ્ર ચિત્રણ આ ભાવ-પ્રધાન નિબંધોનું લક્ષ્ય નથી, પરંતુ એ મૂર્ત વસ્તુઓનાં સૌંદર્ય, માધુર્ય, દીપ્તિ ઇત્યાદિની ભાવનાને જગાડવી એમાં ભાવ વિધાનની અન્તર્ગત છે. એથી આ જાતની ભાવના જગાડવા માટે અદ્દભુતનું આરોપણ અને તાદાત્મ્યની સામ્ય મુલક અલંકાર પદ્ધતિનો આશ્રય લેવામાં આવ્યો છે, નગરીને જેમ કેટલેયે સ્થળે પ્રેયસી-સુંદરીનું રુપક આપવામાં આવ્યું છે. શાહજહાંએ વસાવેલ દિલ્હીને "વધતા પ્રૌઢ સામ્રાજ્યની નવીન પ્રેયસી" અને અન્યત્ર "બહુ ભર્તૃકા પાંચાલી કહેવાઇ છે. લાલ કિલ્લાનો સંકેત ખૂબ જ વિલક્ષણ રીતે આ શબ્દોમાં થયો છે.

"પોતાનાં નવા પ્રેમીને સ્થાન આપવા એણે એક નવા હૃદયનુ સર્જન કર્યુ"

ક્યાંક ક્યાંક પ્રગટ અને અપ્રગટનો એકી સાથે બહુ જ સુંદર સમન્વય થયો છે. જેમ કે—

"એ લાલ ભીંત અને એ પરનાં એ શ્વેત સ્ફાટિક મહેલો— એ લાલ લાલ સેજ પર આડે પડખે પડેલી એ શ્વેતાંગી."

જે દૃશ્યો તરફ સંકેત કરવામાં આવ્યો છે એ ભાવનાથી પૂર્ણપણે રંજિત હોવા છતાં યે લેખકનાં ઝીણવટભર્યાં નિરીક્ષણની વાત કહી જાય છે. એ કહે છે કે એમનામાં પરિસ્થિતિનાં સુક્ષ્મમાં સુક્ષ્મ અંગોનાં સાક્ષાતકારની પૂર્ણ પ્રતિભા છે. શાહજહાંની નવી દિલ્હી પૂર્ણ સાજ શૃંગાર સાથે એનાં પ્રથમ સ્વાગત કાજે ઊભી છે, એ જમુનાને પેલે પારથી આવી રહ્યો છે. લાલ દિવાલ પર શ્વેત પ્રાસાદો ખડા દેખાય છે. હોડી ધીરે ધીરે નજીક પહોંચે છે. હવે શ્વેત પ્રાસાદો દૃષ્ટિથી પર થઈ જાય છે. આ દૃશ્ય ભાવનાથી રંજિત

થઈ આ સ્વરૂપે રજુ થાય છે.

"શ્વેતાંગી–પોતાનાં પ્રિયતમને આવતો ભાળી જરા સંકોડાઈ, એણે શરમાઈને પોતાનું મોં સાળુમાં ગોપવી લીધું."

દિલ્લીનાં મહેલોમાં યમુનાનું જળ લાવતી નહેરો કાઢવામાં આવેલી એ માટે—"યમુનાએ પોતાનું હૃદય ચીરીને એ સ્વર્ગને સીંચ્યું; એ કાલિન્દીએ પોતાનાં હૈયાનાં ભાવો તથા વિશુદ્ધ પ્રેમનું મીઠું પ્રકાશવંતુ જીવન એ સ્વર્ગમાં વહાવ્યું."

આ કૃતિમાં તાદાત્મ્ય પદ્ધતિએ ઘણે સ્થળે ઘટનાઓ તરફ પણ સંકેત છે; જેને ઇતિહાસથી અપરિચિતો તુરત સમજી નહિ શકે. મોગલ બાદશાહોનાં ઇતિવૃત્તથી પરિચિત વાચક જ મહારાજકુમારના આ નિબંધોનો પૂરો આનંદ માણી શકશે. જહાંગીર અને નૂરજહાંના દુઃખપૂર્ણ પ્રેમ–પ્રસંગથી અપરિચિત "ત્રણ કબર"માં ઘણે સ્થળે આવતી ભાવાત્મકતા હૃદયંગમ નહિ કરી શકે. "વેરાન સ્વર્ગ" જે મહારાજકુમારની સૌથી પ્રૌઢ, માર્મિક અને કલાપૂર્ણ કૃતિ છે. તેમાં એવું કેટલુંયે છે જ્યાં ઘટનાઓનો ઉલ્લેખ સામ્યમૂલક ગૂઢ સંકેતો દ્વારા જ છે, જેમકે—

"આલમનો શાહ પાલમ સુધી શાસન કરતો હતો......જ્યારે આ લોકમાં જોવા જેવું કંઇ જ ન રહ્યું. ત્યારે એ પ્રજ્ઞાચક્ષુ બની ગયો. પરંતુ વારાંગનાઓને તે વળી દિવ્ય દૃષ્ટિ સાથે શું નિસ્બત! આંધળાઓને એણે ક્યારે સાથ આપ્યો છે! આંધળા ક્યાં સુધી આંધળી પર શાસન કરી શક્યા છે! દુર્ભાગ્યરૂપી દુર્દિનનાં એ અંધારામાં, તદ્દન આંધળા-પણાની એ અનંત રાત્રિમાં, રાતનો રાજા એ આંધળીને લઈને ઊડ્યો. અને એ પહોંચી ત્યાં, જ્યાં સમુદ્ર વચ્ચે ભગવાન શેષશાયી સુખપૂર્ણ વિશ્રામ લઇ રહ્યા હતા."

આંધળો શાહ આલમ કઈ રીતે દિલ્લીની સલ્તનત સંભાળી ન શક્યો અને ઘણાં દિવસો સુધી મરાઠાઓની દેખરેખમાં રહી અંતે

સાત સમુદ્ર પારનાં અંગ્રેજોને શરણે ગયો, જેથી એની રાજશક્તિ એનાંથી વિમુખ થઇને વસ્તુતઃ અંગ્રેજોનાં હાથમાં ચાલી ગઇ એનોજ સંકેત ઉપલા ફકરામાં છે.

ભાવુક લેખકે હુમાયૂંના મકબરાને સ્વર્ગની બાજુનું નરક કહ્યું છે, જેણે પરસ્પરને દિલનું દર્દ સંભળાવવા માટે—

"ન જાણે કેટલાયે દુઃખી મોગલ શાસકોને પોતાની તરફ આકર્ષ્યા. દુઃખનો એ અપાર સાગર-નિરાશાની આહોની એ ઉનો ઉનો કુંડ, આંસુઓનો એ ભીષણ પ્રવાહ, ભાગ્યા હૈયાંઓની એ દર્દભરી ચીસો!.. ...એ ભાગ્યા હૈયાંઓ ભેળાં બેસીને રડે છે, રડી રડીને એમણે કેટલીએ વાર એ રક્ત રંજિત પાષાણોને ધોઇ નાંખ્યા......પણ ભગ્ન હૃદયનાં એ રૂધિરનો રંગ અત્યંત ગાઢ છે, એનું ધોયુ એ ધોવાતું નથી.

દારાની ગતિથી જે પરિચિત છે, સને ૧૮૫૭ ના બળવામ શાહી કુટુંબનાં માણસોએ નાશ પામતા પૂર્વે એજ મકબરામાં આશરો લીધો હતો એ હકીકત જે જાણે છે તેજ ઉપરની લીટીઓનો પૂરો મર્મ સમજી શકે છે.

દિલ્લીનો કિલ્લો આપણાં ભાવુક મહારાજકુમારને "વેરાન સ્વર્ગ" ભાસ્યો છે. એણે એમના હૃદયમાં કોણ જાણે કેટલીયે કરૂણ સ્મૃતિઓ જગાડી છે. દિલ્લીનાં નામ માત્રના છેલ્લા બાદશાહ બહાદુર શાહે પોતાનું ક્ષોભપૂર્ણ દીન જીવન એજ કિલ્લામાં રોતાં રોતાં વિતાવ્યું હતું. આ પાર્થિવ જગતમાં ક્યાંયે સુખ ન જણાતાં પોતાનું નામ "જફર" રાખી કવિતાના કલ્પના લોકમાં એ ભાગી છૂટતા. પણ ત્યાંયે એમનું રોણું ન છૂટયું. ત્યાંયે દુર્જનોનાં પ્રાણ માટે એ રોતા હતા—"ऐसे रोह बुरों की जो हम रोते रोते उलट गई आंखे" એમની સામે જૌક અને ગાલિબ જેવા ઉસ્તાદો પોતાના કલામ સંભળાવતા હતા. શાહજાદાની શાદી વખતે ગાલિબે એ સેહરો લખ્યો હતો

જેનાં કોઇક વાક્યમાં જોકે પોતાનાં ઉપર આક્ષેપ થયેલો માની એનો એનો જવાબ આપેલો. પરંતુ શાયરીનાં આ શેર-સપાટાઓથી બહાદુરશાહનાં આંસુ અટકે તેમ નહોતુ બહાદુરશાહનાં જીવનનાં આખરી દીવસો તરફ લેખકે આ રીતે સંકેત કર્યો છે.

"એ વેરાન સ્વર્ગ પણ પોતાનાં સ્થળથી કંપી ઊઠયું. સતત લોહીનાં આંસુ વહાવતા એ નાસૂરને બહાર ફગાવી દેવા એ સ્વર્ગે વિચાર કર્યો. પરંતુ ......ઓહો ! એ નાસૂર સ્વર્ગનાં હૈયાંમાં જ હતું એને ફગાવી દેવા જતાં સ્વર્ગે પોતાનાં હૈયાંને પણ ફગાવી દીધું. અને પોતાની સુર્ખાઇ પર ક્ષુબ્ધ બની જ્યારે દર્દને અંગે એ તરફડી ઊઠયું, ત્યારે ધરતીકંપ થયો, આંધી ઊપડી, પ્રલયનું દશ્ય પ્રત્યક્ષ દેખાયું. જૂની સત્તાનું ભવન ભોંય ભેગું થયું. સમયરૂપી પૃથ્વી ફાટી અને મધ્યયુગ એનાં અનંત ગર્ભમાં સદાને માટે વિલીન થઈ ગયો."

આ હૃદય દ્રાવક રૂપજાળમાં કુશળતાપૂર્વક જે પ્રસંગો ગોપવાયા છે તે તરફ વાચકનું ધ્યાન તુરત નહિ જાય; એ આ તુરત નહિ સમજી શકે કે વેરાન સ્વર્ગનું કંપવું એટલે સને ૧૮૫૭ ની ચળવળનું પૂર્વથી દિલ્લી સુધી પહોંચવું. અને ઉપર કથાયેલ નાસૂર છે બહાદુરશાહ. નાસૂરનું નીકળવું એટલે બહાદુરશાહનો લાલ કિલ્લાનો ત્યાગ. અને ધરતીકંપ અને આંધી છે દિલ્લી પર કબ્જો કરનાર બળવાખોરો સાથેનું અંગ્રેજોનું ઘોર યુદ્ધ.

સુખ-દુઃખની દશાઓનું પ્રત્યક્ષીકરણ પણ એજ રમણીય અલંકારી ઢબે થયું છે.-શાહજહાંએ જો કે પોતાની પ્રૌઢાવસ્થામાં નવી દિલ્લી વસાવ્યું, છતાં કિલ્લાની અંદર એણે જાણે સ્વર્ગનો એક ખંડ-એક ટુકડો જ ઉતાર્યો હતો. એ વિભૂતિ, એ શોભા, એ સજાવટ અન્યત્ર ક્યાં છે ? આ સ્વર્ગધામનાં પ્રમત્ત વિલાસ અને ઉન્મત્ત ઉલ્લાસની આ ઝાંખી જુઓ—

"પત્થરો સુદ્ધાં પર એ મસ્તી છવાઇ જતી હતી; એ પણ

મત્ત–ઉત્તપ્ત થઇ ઊઠતા હતા અને એ પત્થરોમાંથી પણ સુગંધિત જળનાં ફુવારા ઊડવા માંડતા હતા......એ સ્વર્ગનો આ પથ! વિલાસિના વેંચાતી હતી એ માર્ગે. માદકતાની લાલી ત્યાં બધે યે પ્રસરી હતી. અને એ ચિર-સંગીત દુઃખની ભાવના સુદ્ધાંને ધક્કો મારતું હતું. દુઃખ,...એને તો નગારાની દાંડીનો ઘા, મુર્દાનાં ચામડાનો ધ્વનિ જ બહાર હાંકી કાઢવા પૂરતો હતો. વાંસની એ વાંસળીઓ –પોતાનું દિલ ભાંગીને, પોતાનાં વક્ષઃસ્થળને વિંધાવીને પણ સુખ માણતી હતી. એ મદમસ્ત મતવાલાઓનાં અધરને ચુમવા અધિર વાંસનાં એ ટુકડાઓની આહોમાં પણ સુ–મધુર સુખ–સંગીત જ ગુંજતું હતું. મુર્દાં પણ એ સ્વર્ગમાં પહોંચીને પોતાની મૃત્યુપીડાને વિસરી ગયા; ઉલ્લાસથી ફૂલાઇને ઢોલ બની ગયા, અને એનાં પણ રોમરોમમાંથી એક જ સૂર સંભળાતો હતો કે અહીં જ છે! અહીં જ છે!! અહીં જ છે!!![1]

પતનકાળનાં ધ્વંસકારી આઘાતો, વિપત્તિનાં લાગતા ધક્કાઓ અને પ્રલયંકર પૂર ઉપરાંત સંપત્તિનાં જીર્ણ–શીર્ણ અને જર્જર અવશેષોની વચ્ચે મરતી કામનાઓ, ઊઠતી વેદનાઓ, ઊભરાતાં આંસુઓ, ધગધગતા નિશ્વાસો તથા નિરાશાપૂર્ણ વિવશતા, દીનતા અને ઉદાસીનો એક લોક જ પોતાની પ્રતિભાનાં બળે મહારાજકુમારે ખડો કરી દીધો છે. ઉપલું સ્વર્ગ જ્યારે વેરાન થયું ત્યારે આ કરૂણ–લોકમાં પરિણમ્યું. જ્યાં શાહજહાંએ સ્વર્ગ વસાવ્યું હતું ત્યાંજ આખરે એ કુળ આખાયે માટે એક નાનું એવું નરક તૈયાર થઇ ગયું, જેની બહાર એ કદીયે નીકળી ન શક્યો. આ નરકને પોતાનાં પેટાળમાં ગોપવી સ્વર્ગ પોતાનાં એ રુપરંગને ક્યાં સુધી જાળવી શકે? શાહજહાંની દૃષ્ટિ જબરદસ્તીથી ત્યાંથી હઠાવી દેવાથી અને ઔરંગઝેબ ભૂલેચૂકયે પણ તે તરફ ન ગયો તેથી એનો રંગ ફીકો પડી ગયો અને ધીરે ધીરે ઊડવા લાગ્યો. આ તો થઇ

[1] અગર ફિરદૌસ બર રૂએ જમીનસ્ત, હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત.

બાલ્યદશા. એ સ્વર્ગનાં આન્તર જગતમાં પણ, માનસ પ્રદેશમાંયે કેટલાક ખંડ એવા હતા જે એકદમ રુક્ષ–શુષ્ક હતા, જેમાં સરસતાનું નામ પણ નહોતું. ઘણાયે જીવો અત્યંત નીરસ જીવન જીવતા હતા–

"અનેકો એ તો દિલ નામની વસ્તુનાં અસ્તિત્વને જ વિસરી દીધું હતું. દિલ–હૃદય–એને નામે તો એમની પાસે માત્ર ચપટી રાખ જ હતી."

મોગલ બાદશાહોનાં અંતઃપુરમાં શાહજાદીઓનું જીવન આવું જ દબાયેલું હતું. નહોતો એમનામાં યૌવનનો ઉલ્લાસ જાગતો, કે નહોતું પ્રેમનું કોઇ અવલંબન ઊભું થતું. લગ્ન ભલાં એમનાં કોની સાથે થઈ શકે તેમ હતું! જહાનઆરાનાં અંતિમ શ્વાસોમાંથી સાદ સંભળાતો હતો—

"ના! ના! મારી કબર પર પત્થર ન મૂકશો......આ ઉત્તપ્ત છાતી પર રહીને એ બિચારા પત્થરની કેવી દશા થશે?

એ શાહજાદીઓની કબરોમાં પડેલા કંકાલો સુખ એ એક દુરાશા જ માત્ર છે તેમ કહી રહ્યા છે. મહારાજકુમારને એ કંકાલોના દાટ્યાં દુઃખ, જગતના બધાયે વર્તમાન દુઃખોનાં બીજ જણાય છે. માનવતાના ઇતિહાસમાં એમણે દુઃખની એક અખંડ પરંપરાનો સાક્ષાત્કાર કર્યો છે, તેથી જ તેઓ કહે છે કે—

"આ કંકાલોનાં દુઃખથી જ વિશ્વ–વેદના ઉદ્‌ભવે છે, અને એનાં જ નિશ્વાસોથી સંસારની દુઃખમય કલ્પના જન્મે છે.

ઔરંગઝેબની પાછળ મોગલ સલ્તનની અવનતીનો પરવાનો લઈને મુહમદશાહ અને શાહ આલમ જેવા બાદશાહો આવે છે. મુહમદશાહ એ સ્વર્ગમાં મૂળ રંગ લાવવા મથ્યો અને એ 'રંગીલો' કહેવાયો. નાદિરશાહ એકાએક તૂટી પડ્યો અને એ સ્વર્ગને લૂંટી, દિલ્હીની પૂરેપૂરી દુર્દશા કરીને એ ચાલ્યો ગયો. સ્વર્ગનાં નિવાસીઓની કેવી દશા થઇ?

"એની સત્તાને જંગલી અફઘાનોએ ઠોકરે ચડાવી; એનાં તાજ અને તખ્તને રમરોળીને ઈરાનનાં ભરવાડે દિલ્હીશ્વરની પ્રજાનો ઘેટાં બકરાંની જેમ સંહાર બોલાવ્યો.......અને આ બધું જોયાં છતાં સ્વર્ગનો આત્મા અવિચળ રહ્યો."

મુહમદશાહ સ્વર્ગ–સુખ–ભોગની વાસના મનમાં જગાડતો તો હતો પરંતુ 'અશક્તોની સત્તાનો ગર્વ' સ્વર્ગનો જીર્ણોદ્ધાર ક્યાં સુધી કરી શકે ? એની વેરાન થવાની ક્રિયા શરૂ થઇ ચૂકી હતી. આગળ જતાં શાહ આલમની આંખ આ ધ્વંસ જોઇ ન શકી, ફૂટી ગઇ. હવે એટલા ઉંચા ઉત્થાનનું એટલુંજ ઊંડું પતન સામે આવ્યું.

દિલ્હીનાં કિલ્લામાં દીવાને ખાસ પાસે એક દ્વાર પર ત્રાજવું ચીતરાયેલું છે. જેને "અદલ કા મીઝાન" યાને ન્યાયતુલા કહેવાય છે. એ સ્વર્ગમાં અત્યાર સુધી જે સુખ તોળાયું હતું એનો ભાર હવે બહુ વધી ગયો હતો, સુખનું પલ્લું બહુ જ નીચે ઝૂકી ગયું હતું, એથી બીજા પલ્લામાં એટલું જ દુઃખ રાખવું દૈવને આવશ્યક લાગ્યું.

"એ સ્વર્ગની એ ન્યાયતુલા સુખનાં એ મહાન ભારને સહી ન શકી. પોતાની ન્યાયતુલા ક્યાંક ભાંગી ન જાય એ વિચારે એ મહાન અણદીઠ તુલાધારીએ સુખ–દુઃખને સમતોલ કરવા ઈચ્છયું. સ્વર્ગનાં સુખની સામે તોળાવા દુઃખનો સાગર ઊમટી પડયો."

દિલ્હીના, કિલ્લાની અંદરનાંજ બાદશાહ બહાદુરશાહ કઇ રીતે એ સાગરમાં વહ્યા અને બર્માને કિનારે જઇ પહોંચ્યા એ દુઃખભરી કથા ઇતિહાસના પાનાંઓ પર અંકિત છે. એ ઘોર અધઃપતન, ભીષણ વિપ્લવ અને દારુણ દુર્ઘટના દિગંતવ્યાપી સ્વરૂપે રજુ કરવામાં આવી છે. એ સ્વરૂપ રજુ કરવામાં પ્રકૃતિની સમસ્ત ધ્વંસકારિણી શક્તિઓ, ભૂતોનાં તમામ કરાળ બળો તથા માણસલોકનો બધોયે ક્ષોભ, બધોયે વ્યાકુળતા, વિહ્વળતા, ઉદાસીનતા બધોયે ઉદ્વેગ

ઉપયોગમાં લેવાયો છે.—

"ઓહ! એ સ્વર્ગની એ આખરી રાત! સ્વર્ગીય જીવન જ્યારે આખરી શ્વાસો લઈ રહ્યું હતું, પ્રલયનું પૂર જ્યારે સ્વર્ગનાં દ્વારે અથડાઈ અથડાઇને પાછું જતું હતું, અને વધુ ને વધુ વેગથી ફરી આક્રમણ કરતું હતું. સ...સ. કરતી શીતળ હવા વહેતી હતી. કોણ જાણે કેટ-કેટલાનાં ભાગ્ય-સીતારા તુટી તુટીને નીચે પડતા હતા. દુર્ભાગ્યનાં એ દુર્દિનની અંધારી અમાસની રાત્રે એ સ્વર્ગમાં ભમતા હતા એ સ્વર્ગનાં સર્જકોનાં પ્રેતાત્માઓ......પરંતુ એ રાત આખી પણ સ્વર્ગમાં મોગલોનો આખરી ચિરાગ જલતો રહ્યો."

બહાદુરશાહનું લાલ કિલ્લો છોડી જવું એ ઇતિહાસનો એક અત્યંત માર્મિક પ્રસંગ છે. મહારાજકુમારની તાદાત્મ્ય–આરોપણની અલંકારી શૈલીમાં માર્મિક પ્રભાવ પ્રગટાવવાની કેવી શક્તિ છે એ જેમ સર્વત્ર તેમ અહીં પણ નજરે પડે છે.

"સૂરજ ઊગ્યો ...આંધી વધતી હતી. દુર્દિનનાં બધાયે લક્ષણ પૂરેપૂરા દેખાતા હતા. ભાગ્યાકાશ દુર્ભાગ્યરૂપી વાદળોથી છવાઇ રહ્યું હતું;.. ...એ દીવો, સ્વર્ગીય સ્નેહની એ આખરી જ્યોત ઝબૂકી ઝબૂકીને બુઝાઇ ગઇ; અને ત્યારે......એ વંશની આશાઓનો, એ સામ્રાજ્યનાં મુઠ્ઠીભર અવશેષોનો, અકબર અને શાહજહાંનાં વંશજોની આખરી સત્તાનો જનાજો એ સ્વર્ગમાંથી નીકળ્યો. રોઇ રોઇને આસમાને સર્વત્ર આંસુરૂપી ઝાકળબિન્દુ વેર્યાં હતા. આ કઠોર હદમાં પૃથ્વીને પણ આહોનાં ધુમ્મસમાં માર્ગ સૂઝતો નહોતો. પરંતુ . . . વિપત્તિઓને અંગે જીવન-પ્રવાસનો એ થાકેલો પ્રવાસી, સિતમ પર સિતમ સહીને પણ મોગલોની સત્તા તથા એનાં અસ્તિત્વનાં જનાજાને ઉપાડી પોતાનાં ભગ્નહૃદયને સમેટીને ચાલ્યો જતો હતો."

" વિવશતાની મઝાર* "જીવિત સમાધિ"–બનેલ બાદશાહ એજ

* મઝાર–કબર

સ્વર્ગના પાડોશી નરકમાં-હુમાયુંના મકબરામાં આશરો લે છે, અને પછી ત્યાંથી કેદ પકડાઇને બર્મા જાય છે

"નરકો દુઃખનો એ આગાર પણ વિવશતાની આ મઝારને જોઈ રોઇ પડયો...ત્યાંજ એ નરકમાં, અકબરની પ્યારી સત્તા ધરતીમાં સમાઈ ગઇ. જહાંગીરની વિલાસિતા વેરાઈ ગઇ, શાહજહાંનો વૈભવ બળી જળીને ખાખ થઈ ગયો, ઔરંગઝેબની કટ્ટરતા મોગલોનાં રુધિરમાં ડુબી ગઇ અને આખરી મોગલોની અસમર્થતા પણ ન જાણે કયાંક ખોવાઇ ગઇ. લોખંડી બેડીઓ ખખડાવતા દિલ્લીથી બહાર નીકળ્યા, વિજેતા બનીને એ ત્યાં આવ્યા હતા. ને બંદીવાન બનીને એ ત્યાંથી ગયા."

મોગલ સમ્રાટોની વિપત્તિ અને નાશની એજ રંગભૂમિ ઉપર હુમાયુંનાં એજ નરકરૂપ મકબરા પાસે દુઃખથી જર્જર બહાદુરશાહની નજર સામે જ એનાં પુત્ર અને બે પૌત્રોને શોધીને લાવવામાં આવ્યા અને ગોળીએ ઉડાડી દેવામા આવ્યા. તરફડી તરફડીને એ કમનસીબ બુઝર્ગ સામે એમણે પ્રાણ છોડયા.

"દિલ્લીનાં અંતિમ મોગલ સમ્રાટની એકમાત્ર આશા રૂધિરભીની થઈને પડી હતી. કચડાયા પછી એનું શબ રુધિરથી તરબોળ ટુકડે ટુકડા થઈને પડયું હતું. અને એ ભગ્નાશાઓનાં ઘા સુદ્ધાં મોગલોનાં એ ભીષણ દુર્ભાગ્ય પર લોહીનાં બે આંસુ વહાવ્યા વિના રહી ન શકયા. .....બહાદુર નરકમાં પણ લુંટાયો. ત્યાં એણે એનાં ભાંગ્યા હૈયાં ને પણ કચડાતું જોયું; એ હ્રદયની ઊંડી તરસો શોષાતી જોઈ, અને પોતાનાં હૈયાનાં એ ટુકડાઓને સંસાર દ્વારા ઠોકરે ઊડતા જોયા.

પોતાનાં વંશનો નાશ પોતાની નજર સામે જ થતો જોઇને બહાદુરશાહ કેદ પકડાઇને દિલ્લીથી નીકળ્યા, હિન્દુસ્તાનથી નીકળ્યા અને બર્મા પહોંચ્યા, જ્યાં મોંગોલ ઢાળાનાં પીતવર્ણી લોકો અને પીળાં વસ્ત્રોવાળાં ભિક્ષુઓને ભિક્ષુઓજ દેખાતા હતા. અંદર મરેલી

આશાની પીળી છાયા છવાઈ હતી, અને બહાર પણ બધે પીળું જ પીળું દેખાતું હતું. આંતર અને બાહ્ય જગતનો કેવો વિલક્ષણ સમન્વય નીચે દર્શાવાયો છે.—

"હવે તો એણે પોતાની આશાનાં એક માત્ર આધારને પણ નજરોનજર નાશ પામતો જોયો અને એને આશાનું વદન તો શું એનાં નામથી પણ ઘૃણા ઉપજી......આ ભારતથી એણે મોં ફેરવી લીધું, હવે એને નિરાશારૂપી કમળો થઈ ગયો, અને ત્યારે એ પહોંચ્યો તે દેશમાં, જ્યાં બધું પીળું ને પીળું જ દેખાતું હતું. નર–નારી પણ પીળી જ ચાદરો ઓઢીને ફરતા હતા એટલું જ નહિ પરંતુ એ પોતે પણ પીળા રંગમાં તરબોળ હતા. નિરાશાનાં એ પૂતળાંએ નિરાશાપૂર્ણ દેશની એ એકાન્ત અંધારી સુમસામ રાત્રિએ જ પોતાનાં છેલ્લા શ્વાસ મૂક્યાં."

એ સ્વર્ગની—લાલ કિલ્લાનાં આંતર મહેલોની—સમ્રાટોની પ્રેયસી એ દિલ્લીની કેવી દશા થઇ એ પણ શું કાંઇ કહેવાની વાત છે ? એ નાશ પામી. યમુના પણ એ કિલ્લાને છોડી દૂર ચાલી ગઇ, સંગેમરમરનાં મહેલોની અંદર યમુનાનું જે જળ વહેતું હતું એ અટકી ગયું. નહેરો સૂકાઇ ગઇ.

"સ્વર્ગ વેરાન બન્યું અને દુર્ભાગ્યની એ આંધીએ એનાં ભાંગેલા હૈયાને કોણ જાણે કયાંય ફગાવી દીધું. એ ચમનનું બુલબુલ રડી રડી, ચીસો પાડી, તરફડીને કોણ જાણે કયાંયે ઊડી ગયું."......"યમુનાના વહેણે પણ માર્ગ બદલ્યો. એ પહેલાં સ્વર્ગને, સ્વર્ગનાં એ શબને, છોડીને ચાલી નીકળી, અને પોતાનાં આ વિયોગ ઉપર એ દૈથાફાટ રડી; પરંતુ એનાં એ આંસુઓને, સ્વર્ગ પ્રત્યેનાં એનાં એ સ્નેહને સ્વર્ગનાં દુર્ભાગ્યે સૂકવી નાખ્યો; એ નહરઇ–બેહિશ્તે પણ સ્વર્ગની નસોમાં વહેવું છોડી દીધું......સ્વર્ગ પણ ટુકડે ટુકડા થઇ ગયું, એની ભાગ્યલક્ષ્મી ત્યાં જ, એજ ખંડેરોમાં દબાઇને મરી ગઈ.

હવે તો કિલ્લાની દિવાલોની અંદર એ સ્વર્ગનાં ખંડેરો જ રહી ગયા છે, જેની વચ્ચે ઊભેલા દર્શકનું હૃદય એની અતીત સજીવતા, સુષમા અને સરસતાની સ્મૃતિ-સ્વરૂપા કલ્પનામાં પ્રવૃત્તિ થાય છે.—

"ભારતીય સમારોની અસૂર્યમ્પશ્યા* પ્રેયસીનું એ હાડપીંજર એક પ્રદર્શનની વસ્તુ બની ગયું છે. બે આનામાં જ થઇ જાય છે ગન્યશ્રીની એ લાડિલી, શાહજહાંની નવોઢાનાં એ સુકોમળ શરીરનાં રહ્યા સહ્યાં અવશેષોની સહેલગાહ ! એ વેરાન સ્વર્ગને, એ હાડપીંજરને જોઈ દુનિયા વિસ્મય પામે છે. શ્વેત હાડકાંઓનાં એ ટુકડાઓમાં દુનિયા સુકોમળતા અનુભવે છે; એ સડેલા-કોહેલાં, રહ્યાં-સહ્યાં, લાલ-લાલ માંસપિંડોમાં એને મસ્તીની માદક ગંધ આવતી જણાય છે. એ શાંત નિઃસ્તબ્ધતામાં એ મૃત સ્વર્ગનાં હૈયાનાં ધબકારા સાંભળવા મથે છે; એ જીવન વિહોણાં સ્થાનમાં રસની સરસતાનો સ્વાદ એને આવે છે; એ અંધારા ખંડેરોમાં કોહિનૂરનો પ્રકાશ પથરાયો હોય એવો ભાસ થાય છે.

ધ્યાનમાં લેવા જેવી વાત આ છે કે મહારાજકુમારે આરોપણ અને અધ્યવસાનની અલંકારી પદ્ધતિનો કેવો પ્રગલ્ભ અને પ્રચુર પ્રયોગ કર્યો છે, છતાંયે એનાં દ્વારા સર્વત્ર અનુભવનું તીવ્ર અને મર્મસ્પર્શી સ્વરુપ જ ઊપડે છે. માર્મિકતાનો સાથ મુકી એ જુદીજ પોતાનું વૈચિત્ર્ય દેખાડતી ક્યાંય નથી જણાતી. ક્યાંક ક્યાંક તો બહુજ અનેરી કલ્પના, સુંદર ઉદ્‌ભાવના યે છે. છતાં એ કરામત નથી, ભાવ-પ્રેરિત પ્રતીતિની ઝાંખી છે.

આગ્રા અને દિલ્હીનાં વેરાન મહેલો હજુએ ઊભા છે. ઉગતા સૂરજની રતુંબડી છાયા જ્યારે એનાં પર પડે છે, યા નિર્મળ ચાંદણી એનાં પર પથરાય છે ત્યારે એ ઝગહળતાં દિવસોની, પ્રેમનાં એ ઉદ્દીપિત જીવનની સ્મૃતિ એનામાં જાગી

*અસૂર્યમ્પશ્યા-સૂર્ય પણ જેને નેઈ ન શકે તે

જાય છે. એ જ રીતે સૂર્ય જ્યારે પોતાનો પ્રખર પ્રકાશ એનાં પર ફેંકે છે ત્યારે એનાં અતીત ગૌરવની સ્મૃતિ જાણે પોતાનું રૂપ ઝળકાવતી હોય છે—

'પ્રભાતે બાળ-રવિનાં આશાદાયી કિરણો જ્યારે એ રક્તવર્ણા કિલ્લા પર પડે છે ત્યારે એ જાણે ચોંકી ઊઠે છે. એ સુવર્ણ પ્રભાતે એ વિસરી જાય છે કે હવે એનાં એ ગૌરવપૂર્ણ દિવસો આથમી ગયા છે, અને એકવાર ફરીને એ પૂરેપૂરો પ્રકાશવંત બની રહે છે" ...હાડકાઓનો એ ઢગલો! એ શ્વેત પત્થર! જ્યારે સુરજ ચમકે છે અને એ કંકાલનાં હાડકે હાડકાંને પોતાનાં કિરણો વતી સ્પર્શીને પોતાના પ્રકાશથી અજવાળે છે, ત્યારે એ પત્થરો પોતાનાં અતીત ગૌરવને યાદ કરીને ગરમ થઈ જાય છે......રાત્રે ચંદ્રને જોઈને એમણે સાંભરી આવે છે પોતાનો એ પ્યારો પ્રેમી, અને, મિલનની સુખદ પળોની સ્મૃતિઓ ફરી જાગી ઊઠે છે.

શાહજહાં પોતે નવી વસાવેલી પ્યારી દિલ્હીમાં પ્રવેશવા જમુનાને ચેલેપારથી આવી રહ્યો છે. જમુનાનાં કાળા જળમાં કિલ્લાની લાલ દિવાલ અને એનાં ઉપર ખડા થયેલ સંગેમરમરનાં શ્વેતમહેલોની છાયા પડી રહી છે. આ ત્રણે રંગોમાં ભાવુક મહારાજકુમારને મોગલ સામ્રાજ્યની અથવા તો દિલ્હીની ત્રણે દશાઓનો આભાસ આ રીતે દેખા દે છે.

"એકાએક યમુના ત્રિકાળ સંબંધી દશ્યોની ત્રિવેણી બની ગઈ; ઉત્થાનની લાલી, પ્રતાપનો પ્રકાશ અને અવસાનની કાલિમા, ત્રણેનું સામટું પ્રાતબિમ્બ એ મહાનદીમાં પડતું હતું."

જીવનદશાનાં ચિત્રણ માટે કેટલેક સ્થળે પ્રકૃતિનાં વિવિધ રૂપોને લઈને બહુ સુંદર હેતુ-નિદર્શન જોવા મળે છે. જહાંગીર અને અનારકલીના પ્રેમનો દુઃખ-પૂર્ણ અંત આવ્યો હતો, એ ઇતિહાસ કહે છે. એ વિરાગ અને ઉજ્જવળ પ્રેમ જાણે સમસ્ત પ્રકૃતિની

શક્તિઓથી ન સહેવાયો, અને એ બધી જ બધી એનો નાશ કરવા તત્પર બની ઊઠી—

"આહ ! આ સુખ એમનાથી ન સહેવાયું. અનારકલીને ખિલતી જોઇ ચંદ્ર સળગી ઊઠયો. ઈર્ષ્યાની આગમાં એ દિવસે દિવસ ક્ષીણ થવા લાગ્યો. ઉષાએ અનારકલીનાં મસ્તીભર્યાં, આળસમાં અધખુલ્લાં પોપચાં જોયાં, અને ક્રોધથી એની આંખો લાલચોળ થઈ ઊઠી. ગોધૂલીએ આ અપૂર્વ સુખદ મિલન જોયું અને પોતાનાં ઘડી બે ઘડીનાં અસ્થાયી મિલનને યાદ કરી એણે પોતાનાં મોં પર નિરાશાનો કાળો પાલવ ખેંચી લીધો."

મહારાજકુમારનાં આ બધા નિબંધો ભાવવાહી છે તે તો સ્પષ્ટ છે. ભાવવાહી નિબંધોમાં બે શૈલીઓ નજરે ચડે છે, એક ધારા–શૈલી અને બીજી તરંગ–શૈલી. આ નિબંધોમાં તરંગ શૈલી છે. જેને વિક્ષેપ–શૈલી પણ કહી શકાય. આ ભાવાવેશની ઉબડ–ખાબડ શૈલી છે. ભાવના આમાં નિરંતર એકજ સપાટી પર એકધારી નથી ચાલતી; ક્યારેક આ વસ્તુનો તો ક્યારેક તે વસ્તુનો આધાર લઇ એ ઊભી થાય છે. એને વ્યક્ત કરવા ભાષામાં આરોહ–અવરોહ જરૂરી છે. હૈયું ક્યાંક વેગે ઊભરાઇ ઊઠે છે, તો ક્યાંક વેગને સંભાળી ન શકવાને કારણે શિથિલ બની જાય છે. તો ક્યાંક વળી એકદમ સ્તબ્ધ બની જાય છે. આ બધી વસ્તુ ભાષામાં ઝળકવી જોઇએ. "શેષસંભારણાં" જે શૈલીમાં લખાયાં છે એમાં આ બધી વાતની પૂરી ઝલક છે. કયાંક થોડે આઘે સુધી સંબંધ અને તુટક વાક્યો, ક્યાંક વચ્ચે વચ્ચે ખાલી જગ્યાઓ, કયાંક અધુરા રહેલા પ્રસંગો, કયાંક વાક્યનાં કોઇ મર્મસ્પર્શી શબ્દનું પુનરુચ્ચારણ, આ બધાં લક્ષણ ભાવાવેશી મનોવૃત્તિનો આભાસ આપે છે. એને આપણે ભાષાની ભાવ–ચાતુરી કહી શકીએ.

પ્રભાવ–વૃદ્ધિ માટે વાક્યનાં પદોને ક્યાં કેવું સ્થાન આપવું જોઇએ એની પણ લેખકને બહુ સારી ફાવટ છે, જેમ કે—

"પોતાની દશા જોઈને એને યાદ આવે છે એ કરોડો માનવી, જેમનું હૃદય ને જેમની ભાવનાઓ.. ...કચડી નાંખવામાં આવી હતી."

ભાવવાહી લખાણોમાં શબ્દની બધીયે શક્તિઓનો ઉપયોગ યોજવો પડે છે. લક્ષણા દ્વારા વાણી-વૈશિષ્ટ્યનું સુંદર અને આકર્ષક વિધાન આ કૃતિમાં સ્થળે સ્થળે મળે છે જેથી લેખકનું ભાષા પરનું બહુ સારું પ્રભુત્વ પ્રગટ થાય છે. કાવ્ય અને ભાવના-પ્રધાન ગદ્યમાં આજ કાલ લક્ષણાની પૂરી મદદ લેવાય છે. આધુનિક અભિવ્યંજના પ્રણાલીની સહુથી અધિક વિશેષતા જ આ છે. એમાં કંઈ શક નથી એનાં દ્વારા આપણી ભાષામાં થોડી ઘણી નવી લચક, નવો રંગ અને નવું બળ આવ્યું છે. લાક્ષણિક પ્રયોગ ઘણુંયે તથ્યેતું મૂર્તરૂપમાં પ્રત્યક્ષીકરણ કરે છે જે વધુ પ્રભાવપૂર્ણ તેમજ મર્મસ્પર્શી હોય છે. પણ જેમ બીજી બધી વાતોમાં તેમ આ વાતમાં પણ અતિરેકથી દૂર રહેવાની જરૂર છે. વાચ્યાર્થનો લક્ષ્યાર્થ સાથે કેટલીયે રીતે સારો સમન્વય જોઈને તેમજ ઉક્તિની અર્થવ્યંજકતા અને એનાં માર્મિક પ્રભાવનું તોલન કરતાં કરતાં જ કુશળ લેખક આગળ વધે છે. 'શેષ સંભારણાં' વાંચી ગયા પછી એ સ્પષ્ટ થઈ જાય છે કે મહારાજકુમાર એજ નિપુણતા સાથે આગળ વધ્યા છે.

પ્રસ્તુત નિબંધોમાં જડ વસ્તુઓમાં માનુષી સજીવતાનું આરોપણ આપણે સતત જોઈએ છીએ. આધુનિક કવિતા તો અખિલ પ્રકૃતિનાં વિવિધ દૃશ્યોને પણ પુરુષ-પ્રકૃતિનાં આંતર-બાહ્ય રૂપ-રંગમાં નિહાળે છે. પરંતુ પ્રકૃતિને સદાયે આજ સંકુચિતરૂપમાં જોવી વ્યાપક અનુભવવાળાઓને ખટકે છે. છતાં મહારાજકુમારે માનુષી સજીવતાનું જે આરોપણ કર્યું છે તે ખટકે એવું નથી. કારણ કેમકે જે વિષયો હાથ ધર્યાં છે તે માનવીની કૃતિ છે. એનાં રૂપ માનવીએ દીધાં રૂપ છે. એ માનવજીવન સાથે સંબદ્ધ છે. એની અતીત શોભા,

કાન્તિ, ચમક-દમક ઇત્યાદિ કેટલાક માનવીઓની સુખ-સમૃદ્ધિનાં અંગ છે, એ જ રીતે એની વર્તમાન હીન દશા તે મનુષ્યોની હીન-દશાનાં અંગ છે. એની ભાવના સાથે મનુષ્યનાં સુખ, ઉલ્લાસ અને વિલાસનાં અનુભવ તથા દુઃખ દૈન્ય અને નિરાશાની વેદના જડાયેલી છે.

"શાહજહાં વિવશ બની બેઠો બેઠો રડતો હતો, પોતાના પ્રેમને એણે પોતાની નજર સામે જ માટીમાં મળી જતો-જોયો અને ત્યારે......એણે પોતાના દિલ પર પત્થર મૂકી, પોતાની પ્રેયસી ઉપર પણ પત્થર જડી દીધા."

'પત્થર મૂકવા' એક રીતે લાક્ષણિક છે, ને બીજી રીતે પ્રસ્તુત પણ. બેઉનો કેવો માર્મિક મેળ અહીં થયો છે !

"એ નરકનાં એ કઠોર પત્થર,...કમનસીબોનાં ભાંગ્યા હૈયાંઓનાં એ ગાઢ પુંજે પણ રડી પડયા" અહીં આંતર અને બાહ્ય, બિમ્બ-પ્રતિબિમ્બ સ્થિતિ દર્શાવાઈ છે.

મૂર્ત રૂપ બહુ કરવા જે રીતે ભાવવાચક શબ્દોને સ્થાને કેટલાક વસ્તુવાચક શબ્દો યોજવામાં આવે છે, એ જ પ્રકારે કયારેક કયારેક જન-સામાન્ય વ્યાપક-ભાવના રજુ કરવા વ્યક્તિવાચક યા વસ્તુવાચક શબ્દોને સ્થાને ઉપાદાન લક્ષણાનાં બળે ભાવવાચક શબ્દો પણ યોજવામાં આવે છે. આ રીતે જે તથ્ય રજુ કરવામાં આવે છે તે બહુ ભવ્ય, વિશાળ અને ગંભીર બનીને રજુ થાય છે. આ રીતનું અવલંબન આપણે ઘણે સ્થળે જોઇએ છીએ, જેમ કે-

"તપસ્યાનાં ચરણોમાં રાજ્યશ્રીએ પ્રણામ કર્યાં."

"દિલ્હીનાં એ સ્વર્ગની મસ્તી શેરીએ શેરીએ ભટકતી ફરી, માદકતા પાપૈયાઓનાં પગમાં આળોટવા લાગી. વિલાસિતા વ્યાજખોર વાણિયાઓને હાથે વેચાણી."

જડમાં સજીવતાના આરોપણનાં થોડાં સુંદર ઉદાહરણ-

"એ શ્વેત પાષાણોમાંથી અવાજ આવે છે: 'આજે પણ મને એ યાદ છે."

"એ પહાડિયોની મસ્તી ફૂટી ઊઠી, એનાથી એ ઉલટ-ખાબડ કઠોર શુષ્ક કપોલો પર યૌવનની લાલી ઝળકવા લાગી.

"એ પણ દિવસો હતા જ્યારે પાષાણો સુહામાં જેમન પ્રગટી ઊઠ્યું હતું. જ્યારે...બહુ મૂલ્ય રંગબેરંગી સુંદર રત્નો પણ એ કઠોર નિર્જીવ પાષાણોને આલિંગવા દોડયા હતા......સુવર્ણ અને રૌપ્યે પણ જ્યારે એને વિંટળાઇને ધન્યતા માણી હતી........એ શ્વેત પાષાણોમાં પણ વાસના અને આકાંક્ષાઓની રંગ-બે-રંગી ભાવનાઓ ઝળકતી હતી. એ સુંદર સુડોળ પાષાણોનાં એ આભુષણ, એ . સાચા સુકોમળ સુગંધિત પુષ્પો પણ એને સ્પર્શતાં જ પોતાનું અસ્તિત્વ ભૂલી ગયાં, એનાં પ્રેમમાં પત્થર બની ગયાં."

"હા ! સ્વર્ગ જ તો હતું; જે પશુ-પંખી પણ અજાણપણે ત્યાં પહોંચી ગયા તે પણ મસ્તીમાં મૂર્તિવત્ થઇ ગયા, અને એ સ્વર્ગમાં જ વસી ગયા. એજ સુંદર મયૂરો, જે પોતાની સુંદરતાનો ભાર પીઠ પર વહેતાં ફરે છે, કાળી ઘટાને જોઈ આનંદથી કિલ્લોલી ઊઠે છે, ને હરિયાળાં મેદાનોમાં સ્વચ્છંદે વિહરે છે......એજ મયૂરો એ સ્વર્ગમાં જઇને ભારત સમ્રાટનાં સિંહાસનનો ભાર વહેવા તૈયાર થઈ ગયા, અને એ પણ શતાબ્દિઓ સુધી......પરંતુ એ સુંદર લોકમાંયે પેલી કાળી ઘટાને જોવા એ આતુર બન્યા; લીલા જોતાં જોતાં હરિયાળી માટે એ અધીર થઇ ઊઠ્યા.........અને જ્યારે ભારતનાં કલેજા ઉપર એક સાપ લાંબો થઇને પડ્યો ત્યારે તો મયૂરો એ સાપને ખાવા દોડ્યા...ને આક્રમણકારીની પાછળ પાછળ તખ્તે-તાઉસ પણ ઊડતું ચાલ્યું ગયું."

ભાવુક લેખકની થોડીક રમણીય અને અનુપમ ઊક્તિઓ–

"એ પ્યાસું હૃદય પ્રેમ-વારિની શોધમાં નીકળ્યું.......જીવન

પ્રભાતમાં ઝાકળરૂપી સ્વર્ગીય પ્રેમ-કણોને ઝીલવા એ પુષ્પ ખિલી ઊઠયું, પાંખડીઓ એની જુદી જુદી થઈ ગઇ" અહીં પ્રેમ-વાસના પૂર્ણ હૃદયની પ્રફુલ્લતાનો કેવો સુંદર સંકેત છે!

મહારાજકુમારે કયાંક કયાંક ભાવનાનાં સ્વરૂપની અત્યંત સૂક્ષ્મ અને સાચી પરખનો પરિચય આપ્યો છે. કોઈ પ્રાચીન સ્થળે પહોંચતાં એ સ્થળ વિષે અતીત દૃશ્ય કલ્પનામાં ખડા થવા માંડે છે; અતીત કાળની વ્યક્તિઓ નજર સમીપ હાલતી ચાલતી જણાય છે. જો નીરવતા વ્યાપી અને અંધારું થયું અને વર્તમાન કાળનાં રૂપ વ્યાપાર નજરે ન ચડયાં તો એ કલ્પના એવી ને એવી ટકી રહે છે; પણ વર્તમાન કાળનાં રૂપ-વ્યાપાર નજર સામે સ્પષ્ટ થતાંજ એમાં વિઘ્ન ઊભાં થાય છે. એ નાશ પામે છે. રાત્રિની નીરવતા અને અંધકારમાં ભૂતકાળનો પડદો જાણે ઉચકાઈ જાય છે, ને દિવસનાં પ્રકાશમાં જાણે ફરી કાળો પડદો પડી જાય છે. અને ભૂતકાળનાં જીવો નજર સામેથી અદૃશ્ય થઇ જાય છે.

"એ સમસામ પરિત્યક્ત મહેલમાં રાત્રિવેળાએ સંભળાય છે ઉલ્લાસપૂર્ણ હાસ્ય અને વિષાદમય કરૂણ ક્રંદનનાં પડઘા. એ અશાંત આત્માઓ આજે પણ એ વૈભવ-વિહીન ખંડેરોમાં ભમે છે....... પરંતુ, જ્યારે ધીરે ધીરે પૂર્વમાં અરૂણની લાલી દેખાય છે ને આસમાન ઉપર સ્વચ્છ નીલો પડદો પડવા લાગે છે, ત્યારે ફરીથી આ મહેલોમાં એની એ જ નીરવતા છવાઇ જાય છે."

સાહિત્ય-સમીક્ષકોનું કથન છે કે કવિ જે પળે અનુભવે છે તે પળે લખતો નથી. એ પછી કાળાન્તરે સ્મૃતિને આધારે તે પોતાની ભાવનાને વ્યક્ત કરે છે, જે કંઇ નહિં ને કંઇક તો વિકૃત અવશ્ય થઈ જ જાય છે. આ વાતનો ઉલ્લેખ પણ એક સ્થળે આ રીતે થયો છે—

"આધુનિક લેખક તો શું, એ સ્વપ્નનાં દર્શક પણ એનો પૂરેપૂરો જીવતો જાગતો ચિતાર નહિ આપી શકે. જેણે જેણે એ

સ્વપ્ન જોયું હતું, એને ઐશ્વર્ય અને વિલાસનાં એ ઉન્માદક દશ્યોએ ઉન્મત્ત કરી મૂક્યા.........અને જ્યારે નશો ઉતર્યો, કંઇક ભાન આવ્યું ત્યારે કેફની ખુમારીને કારણે લેખકની લેખિનીમાં એ ચંચળતા, માદકતા તથા સ્ફૂર્તિ ન રહી. જેનાં વિના એ વર્ણનનાં જરાયે આકર્ષણ કે જીવન નથી રહેતું.

હું તો વિસ્મયસહ જોઉં છું કે તમારી કલમમાં એજ ચંચળતા અને એજ સ્ફૂર્તિ છે જે તમારી ભાવનામાં એ સમયે રહી હશે, જ્યારે તમે એ પુરાતન ખંડેરો પર ઊભા હશો

તમારી ચિર–પોષિત અને લાલિત ભાવનાને હૃદયમાંથી કાઢી આ કઢંગા સંસાર સામે મૂકતા તમને કંઇક મોહ થયો છે; તમે કંઇક અચકાયા પણ છો—

"હા ! મારા ભાવો લુટાવવા નીકળ્યો છું, પરંતુ કયે દિલે એને કહું કે જાવ. આ સાચું છે કે આ રહી સહી સ્મૃતિઓ... દિલમાં બહુ દર્દ પેદા કરે છે. છતાંયે એ મારી પોતાની જ વસ્તુ રહી છે. પોતાની વહાલી વસ્તુને વિદાય આપતાં......આજે ખેદ અવસ્ય થાય છે......જાણું છું કે એ પરાયા થઇ ચૂકયા છે, છતાંયે. એને સર્વદાને માટે વિદાય આપતાં બે આંસુ સરી પડે છે. પરંતુ આજે સાથી વધુ સતાવી રહી છે ભાવિની ચિન્તા. મારા સ્વપ્નલોકનાં અવશેષ—ભલે ને એ ભગ્નાવશેષ જ રહ્યાં ! એ છે તો મારાં જ કલ્પનાલોકનાં ખંડેરો—હૃદયનાં એ સુકોમળ ભાવો, આજે એ નિરાશ્રમ આ કઠોર પાર્થિવ જગતમાં—આ કઠોર લોકમાં, જ્યાં માનવ ભાવોની કોઈ ને કંઈ પડી નથી,—પરવા નથી. માનવીય ઇચ્છાઓ તથા આકાંક્ષાઓનો ઉપહાસ કરવો એક સ્વાભાવિક વાત છે.

મહારાજકુમાર નચિંત રહે. એમનાં આ સુકુમાર ભાવોને સંસારની ઠેસ જરાયે નહિ લાગે. એ હૃદયનાં મર્મ સ્થળેથી પ્રગટયા છે અને સહૃદયોનાં કમળ સમ કોમળ અન્તરતલે સીધા જઈને સુખપૂર્વક આસન જમાવશે.

દુર્ગા કુંડ કાશી
૨૧–૭–૧૯૪૮

રામચંદ્ર શુક્લ

# શેષ સંભારણાં

સંભારણાં, સંભારણાં,... ..એ વીત્યા દિવસોના સંભારણાં, એ મરતાની પળોની યાદ, એ પાગલ જીવનનાં એ એકમાત્ર અવશેષ, ......અને એ અવશેષોનાયે ધ્વંસાવશેષ, વિસ્મૃતિના શ્યામલ પટ પર પણ કદીયે વિલુપ્ત ન થનારાં એ સંભારણાં—એ સ્મરણો...... કેવી અને કેટલી માદકતા ભરી હોય છે એમાં? કેવી વેદના અનુભવાય છે એમાં? કેટલું દર્દ એમાં વેરાયું હોય છે? સુખ–દુઃખનું એ અજબ સંમિશ્રણ...ઉલ્લાસ અને નિશ્વાસ, વિલાસ અને વેદના, ઐશ્વર્ય અને દારિદ્રયનું ભીષણ અટ્ટહાસ......આહ! કેટકેટલા નિશ્વાસને નિસાસા ભર્યાં પડ્યાં છે એમાં!

એજ બે આંખો અને એમાં જ સુખ–દુઃખનાં એ આંસુઓ....

પરંતુ જીવન, માનવીનું ગત જીવન...એ તો એક સંભારણું છે—સમયથી ભગ્ન, સુખ–દુઃખથી જર્જરિત તથા માનવીય આકાંક્ષાઓ અને ભાવનાઓથી છિન્ન–ભિન્ન પ્રાસાદનું એક કરુણાપૂર્ણ અવશેષ છે. અને એવા અવશેષો પર થઈને વહ્યો જાય છે કાળનો અસીમ પ્રવાહ—નિત નવાં તરંગો એમાં ઊઠે છે, ભરતી વધ્યે જાય છે અને માનવ—જીવનનાં એ અવશેષ, જળમગ્ન ખંડેરો, દુન્યવી દષ્ટિથી દૂર જળની અંદર જ અનાયાસે ધોવાઇ ધોવાઇને નાશ પામે છે, અને... એને સ્થળે શેષ રહે છે માત્ર સ્મરણોની થોડીક શી માટી.

પણ, એ માટીમાંયે જીવન હોય છે; ભાવનાઓ અને વાસનાઓ એને ઉદ્દીપ્ત કરે છે; વિસ્મૃતિની શીતળતા એને ઠારક અર્પે છે, અને સુખદુઃખની ભીષણ આંધી એ જીવન–કણોને વેર-વિખેર કરી ફરી શાંત બની જાય છે. એ સ્મૃતિ–કણોની ઉવેખના કરી, એને વેર–વિખેર કરી, એનો નાશ કરીને કાળ શાન્તિનો શ્વાસ લે છે; છતાં એ કણુ એ સ્મરણો પર વહાવેલા સુખ–દુઃખનાં અશ્રુ–વારિએ પુનઃઅંકુરિત થાય છે, અને એ નવ–અંકુરિત કણોને આધારે સર્જાય છે એક સ્વપ્નલોક, ને એક વાર ફરીને આપણે એ વીત્યા દિવસોની માદકતા અને વેદનાની સૃષ્ટિમાં વિહરવા માંડીએ છીએ.

કાળે માનવીની ઉપેક્ષા કરી, એનાં જીવનની રંગભૂમિ ઉપર વિસ્મૃતિનાં વારિ વહાવી દીધા, પણ એની નીચે દબાયા છતાં યે એ અશ્રુપૂર્ણ જીવન માનવ–જીવનને જાળવી રાખે છે. કાળ માનવ–ઇચ્છાઓ, આકાંક્ષાઓ અને માનવીના તલસતા હૃદય તથા મહત્વાકાંક્ષાપૂર્ણ મગજને ભલે પૂરાં કરી શક્યો, છતાં વિસ્મૃતિનાં એ જીવનલોકમાં એ વીત્યા દિવસોનાં સંભારણાં આજે પણ વિચરી રહ્યાં છે. જીવનનો નાશ કરી શક્યા છતાંયે સ્મૃતિઓનાં સૌંદર્ય અને માનવીનાં ભોળપણમાં એ ભોળવાઈ ગયો. સુંદરતા, અકૃત્રિમ સુંદરતા અને એ કુદરતી ભોળપ...એણે કોને ભાન ભુલાવ્યું નથી ? પાષાણ હૃદયી કાળ પણ પોતાનાં કઠોર અને પ્રલયંકર સ્વભાવને ભૂલી ગયો, અને એ સ્વપ્નલોકમાં વિચરતા વિચરતા એ પોતે જ એક સ્મૃતિ—એક સંભારણું બની ગયો.

× × ×

સંભારણાં, માનવીના સ્વપ્નલોકનાં, એનાં એ સુખમય દિવસોનાં ભગ્નાવશેષ છે. આ પાર્થિવ જગતમાં અવતરીને પણ એ સુંદર સ્વર્ગીય સ્વપ્નલોકને માનવી ભૂલી શકતો નથી. એ મૃગતૃષ્ણા, એ વિશુદ્ધ કલ્પનાલોકમાં વિહરવાની એ ઇચ્છા. એ અદમ્ય ઇચ્છાની તૃપ્તિને કાજે માનવી જીવતર આખું દોડે છે, દોડવા જ કરે છે,

અને એનું એ મનોહર આકર્ષક રૂપ, માનવીને લલચાવતું લલચાવતું આખરે ત્યાં લઇ જાય છે જ્યાં એ સ્વર્ગ, કલ્પનાનું એ સ્વર્ગ સ્થાયી નથી થઇ શકતું. એ અચિર સ્થાયી સ્વર્ગ ખંડિત થઈને માનવીને મર્માહત કરી એનો પણ નાશ કરે છે.

છતાં એ સ્વપ્નલોકમાં, ભાવનાઓનાં એ સ્વર્ગમાં એક આકર્ષણ છે, એક મનમોહક જાદૂ છે, જે માનવીને નિરૂપાય બનાવી ને પોતાના તરફ ખેંચ્યે જ જાય છે. અને એ સ્વપ્નલોકનાં એ સંભારણાં, એની એ દુઃખદ કરૂણ કથા, એ ભગ્ન થયાની એ વ્યથા ભરી વાત...એની અસારતાને ઓળખ્યા છતાંયે માનવી એની તરફ જ ખેંચાતો ચાલ્યો જાય છે.

એ સ્મરણો; ભગ્નાશાઓનાં એ અવશેષ....કેવાં–કેટલા ઉન્માદક હોય છે ? પ્રેમની એ કરૂણ કથા જોતાં ન જાણે શાને આંખમાં આંસુ ભરાઇ આવે છે. અને એ ભગ્ન ખંડેરોમાં ફરતાં દિલમાં એક તોફાન ઊઠે છે, નિસાસો મૂકી દેવાય છે, હૈયું ભરાઇ આવે છે, આંસુ સરી પડે છે અને......ઓહ ! આ ખંડેરોમાંયે જાદૂ ભર્યું છે; કાળને ભૂલથાપ આપી હવે એ માનવીને પણ ભૂલથાપ આપવા મથે છે. ભગ્ન સ્વપ્નાલોકનાં, ભાંગી પડેલ હૈયાંનાં, વેરાન બનેલાં સ્વર્ગનાં એ ખંડેરોએ પણ એક નવો માનવ કલ્પનાલોક સર્જ્યો છે. હૃદય તલસે છે, મગજ બેહોશ બને છે, સ્મૃતિઓનું વાવાઝોડું ઊપડે છે, ભાવોનો પ્રવાહ છલકાઈ ઊઠે છે, આંખો જળજળાંયાંથી અંધી બને છે, અને હવે....વિસ્મૃતિની એ માદક મદિરાનું પાન કરીને હું ન જાણે ક્યાંક તણાઇ રહ્યો છું નસોમાં ધ્રુજારી ઉપડે છે, હૃદય ધડકી રહ્યું છે, મગજ એક નવીન તાઝગી અનુભવી રહ્યું છે.... પાગલપણું ! મસ્તી ! દીવાનાપણું ! કંઇયે સમજાતું નથી કે મને આ શું થઇ ગયું ? અને ક્યાં ! કઇ તરફ !......અહીં તો કંઈ જ નથી સૂઝતું.

પણ......અરે! ધીરે ધીરે વિસ્મૃતિનો એ કાળો પડદો ઉચકાઈ રહ્યો છે, ને ધીમે ધીમે દૂર થતું જાય છે, ભૂતકાળને વર્તમાનથી જૂદું પાડતું એ ધુમ્મસ. હું જોઈ છું એ કરૂણ સ્મૃતિઓનાં એ મસ્ત દિવસો, એનું એ ઉત્થાન અને એનો જ આ આવો અંત. અક્કડ બનેલ ઉગતા સામ્રાજ્યના નવયુવાન સમ્રાટ અકબરનું એ મદભર્યું છલકતું યૌવન, એ મસ્તાની અદા એની સ્મૃતિ આજેયે મનને પાગલ કરી મૂકે છે. દુનિયા આખી એને ચરણે આળોટતી હતી. યૌવન-સાકી મદિરાનો જામ ભરાઈ રહ્યો હતો. રાજ્યશ્રી એની સામે નર્તન રત હતી. છતાં એ પ્રેમી પોતાની પ્રેયસી-નગરીથી રિસાઇ ગયો, ને સધવાવસ્થામાં જ એ નગરીએ વિધવા-વેષ અંગીકાર કર્યો. લુટાવી દીધો એણે પોતાનો એ વૈભવ, ચીંથરે ચીંથર કરી નાખ્યા એણે પોતાના રંગ-બેરંગી પટકૂળોનાં, ચીરી નાંખ્યું એણે પોતાનું વક્ષસ્થળ અને પોતાનું ભગ્ન-હૃદય એણે પોતાનાં પ્રેમિકનાં ચરણોમાં અર્પી મૃત્યુનું આલિંગન લીધું. એમ છતાં એનાં સેંથાનું સિંદુર, સધવાવસ્થાનું એ એક માત્ર ચિન્હ, અને એનાં એ મસ્ત યૌવનની એ માદકતા, આજે પણ એ ભગ્ન-નગરીનાં એ અવશેષ એની લાલીમાં રંગાએલાં છે.

અને ત્યારે...જહાંગીરની એ પ્રથમ પ્રેમ-કથા, અનારકલીનું એ પ્રાગટ્ય અને એનાં એ કરુચરધાણુ, એનાં વિનાશની કથા, નૂરજહાંની ઉગતી જુવાની અને જહાંગીરનાં ભગ્ન હૈયાં ઉપર થતા એ કારમાં કઠોર ઘા...જહાંગીર જામ ઉપર જામ ઉડાવી રહ્યો હતો. છતાં હૃદયની વેદનાને, વેદનાનાં દર્દને નહોતો ભૂલી શકતો. એમનું એ અસ્થાયી મિલન, ગણ્યાગાંઠ્યા દિવસોની એ સુખદ પળો. અને એમનો એ ચિર-વિયોગ...પરસ્પરને ઝંખતા ને ઝુરતાં એ આત્માઓ પ્રેમ-સાગરમાં નાહ્યા છતાંયે શાન્ત ન થયા, અને આજે પણ છાતી પર પત્થર મૂકી પોત-પોતાનાં વિદ્રોહી હૃદયને દાબી રહ્યા છે.

શાહજહાંની એ મધુ-રજની નજર સામેથી પસાર થઈ ગઈ. એ પ્રથમ મિલન, આશા નિરાશા વચ્ચે ઝુલતાં એ વાતાવરણમાં એ સુખદ રાત્રિ,...છલકાઈ ઊઠ્યું એ જોબનીયું, વિખરાઈ ગયું એ સુખ અને આછરી ગઈ મસ્ત જોબનની એ લાલી...અને એણે રંગી દીધું એનું જીવન આખું. પરંતુ...અરે! આ શું? એ લાલીનો રંગ ઉતરતો જાય છે, એ જોબનીયું ચાલ્યું જાય છે, એ મસ્તી ફરીને પાછી નથી આવતી. જીવનનો અંક જેમ જેમ ઉંચે ચડતો જાય છે તેમ તેમ પેલી લાલી શ્વેતતામાં પલટાતી જાય છે. અને જ્યારે લુટાયો એ પ્રેમનોક...ત્યારે તાજ એને મસ્તકે હતો, છતાં એણે એ ફગાવી પોતાની પ્રેયસીનાં ચરણોમાં, ને પોતાનું અવશેષ સુખ પણ લુટાવી દીધું. શાહજહાં વિવશ બની બેઠો બેઠો રોતો હતો. પોતાના પ્રેમને એણે નજર સામેજ માટીમાં મળી જતો જોયો. અને ત્યારે...એણે પોતાના દિલ પર પત્થર મૂકીને પોતાની પ્રેયસી ઉપર પણ પત્થર જડી દીધા.

પરંતુ, સહુથી વધુ મોહક તો હતું એ પાર્થિવ સ્વર્ગ, જે એણે—જહાંનાં શાહે બંધાવ્યું હતું, જેને યમુનાએ માત્ર પોતાનાં અંતરનાં-વારિથી જ સીંચ્યું હતું; એટલું જ નહિ પણ જેને રાજ્યશ્રીએ પણ અભિસિંચિત કર્યું હતું. ત્યાં......સૌરભ, સંગીત અને સૌંદર્યનો ચિરપ્રવાહ વહેતો હતો, દુઃખ ત્યાં ભૂલ-ભૂલમાં પણ પણ પ્રવેશી શકતું નહિ. પ્રેમરસનાં એ સુંદર ઝગમગતા સ્ફટિક પ્યાલા,......શતાબ્દિઓ સુધી એ પ્યાલાઓ ભરાતા જ રહ્યા, જીવન રસ એમાં ઢલવાતો રહ્યો. અને એજ મસ્તીનું નગ્ન નૃત્ય પણ થતું જ રહ્યું. પરંતુ એક દિવસે મદિરાની લાલીને માનવરૂધિરની લાલીએ ફીકી પાડી દીધી, જીવનરસને સૂકવી નાખવા મૃત્યુરૂપી હળાહળ એમાં ઢલવાયું, મસ્તીને વિવશતાએ ઢાંકી કાઢી, માદકતાને કરૂણાએ ધક્કો માર્યો, અને આખરે એ સ્વર્ગે પોતાનાં ખંડેરો પણ જોયાં, બાળપણની ચીસો સાંભળી, યુવાનીને સિસકારા કરતી દીઠી. વૃધ્ધોનાં નિશ્વાસોની

હુતાગ્નિમાં એણે પોતાની રહી સહી માદકતાને બળી જઈને ખાખ થઈ જતી ભાળી. આહ! સ્વર્ગ વેરાન બન્યું, યમુનાનું પ્રેમ-ઝરણું સૂકાયું, એણે મોં ફેરવી લીધું; અને એ સ્વર્ગનાં એ દેવ, એ સુખલોકનાં એ ઉપભોક્તા—એ ખંડેરો પર એક નજર નાખી એ પણ ચાલતા થયા...ચાલ્યા ગયાં, એને છોડીને ચાલ્યા ગયા. બે હેડકી, અને સ્વર્ગે પ્રાણ મુકયા, ને એ મૃત ભગ્ન સ્વર્ગને, એ મસ્ત મદમાતા સ્વર્ગનાં એ નિર્જીવ નિશ્ચેષ્ટ શબને જોઇ બે આંસુ સરી પડયા!

બે આંસુ? હા! ઉનાં ઉનાં બે આંસુ, નિશ્વાસની ભઠ્ઠીમાં તપેલા બે અશ્રુકણ...આહ! એ આંસુ પણ એ આંખોને મૂકીને ચાલ્યા ગયા. અને સાથોસાથ...અરે! મારી સ્વપ્નસૃષ્ટિ પણ ભાંગી પડી. એ આંસુઓ એ સ્વર્ગને પણ વહાવી દીધું...જરા ભાનમાં આવું છું, કંઇક યાદ આવે છે કયાં હતો અત્યાર સુધી? સ્વપ્નસૃષ્ટિમાં સ્વર્ગને વેરાન બનતું જોયું હતું. આહ! સ્વપ્નમાં પણ એ સ્વર્ગ ચિરસ્થાયી થઈ ન શકયું. સ્વપ્નલોકમાં પણ એજ રૂદન. માનવ-આકાંક્ષાઓ ભગ્ન બને છે નિરાશાઓ મોં ફાડીને એની સામે ઘુરકે છે, કઠોર નિર્જીવ જીવન એ સ્વર્ગને હતું ન હતું કરી મૂકે છે. છતાંયે સ્વપ્નો જોવાની આ લત! આટલા આવા કઠોર સત્યોના અનુભવ પછી અને આવાં કરૂણાજનક દૃષ્યો જોયા છતાંયે ફરીફરી એ સુખદ દિવસોને યાદ કરવા. સ્વપ્ન-સૃષ્ટિમાં વિહરવાનું એ પ્રલોભન મરજીદાથી વિસ્મૃતિ-એકવાર હોઠે અડાડીને તરછોડી દેવી. ...એટલી કઠોરતા ...હૈયું દાબી ન શકે એવી નિષ્ઠુરતા.

પણ મારી એ સ્વપ્નસૃષ્ટિ. મારા આશ્ચર્ય અને આનન્દની એ વસ્તુ, અરે! એ ભાંગી પડી, ઉડી ગઇ, સ્વપ્નમાં પણ એ પાર્થિવ સ્વર્ગને વેરાન બનતું જોયું, એનાં ખંડેરોનું કરૂણ રૂદન સાંભળ્યું, એના એ મર્મભેદક નિસાસા સાંભળ્યા, અને એની સાથે

હું યે રડી પડયો. વેરાન બની ગઇ છે મારી સ્વપ્નસૃષ્ટિ, અને આજે જ્યારે કંઇક ભાનમાં આવ્યો છું ત્યારે લાગે છે કે હું પોતે પણ લુટાઈ ગયો છું.

એ પ્રિયલોકની એ કોમળ પળો, એનું એકમાત્ર અવશેષ, એ સુખદ યા કરૂણાજનક સ્મૃતિઓ–અરે! એને પણ લૂટી ગયું આ કઠોર નિષ્ઠુર પાર્થિવ જગત. આજ સુધી હું સ્વપ્ન જોતો હતો, એનો આનંદ માણુતો હતો, હસતો તો અને રોતો યે હતો: માથાં પછાડી પછાડીને આળોટતો હતો અને હીબકી હીબકીને રોતો હતો. પરંતુ એ બધા ભાવ મારા પોતાનાં જ હતા. હું એને મારા હૃદયમાં મારા દિલમાં મારી એક માત્ર સંપદ માની ગોપવી રાખતો હતો. કેટકેટલી આરાધનાને અંતે આવિર્ભાવ થયો હતો એ સ્વપ્નલોકનો! અને એ સ્વપ્નને નિહાળવામાં, એ પ્યાસ લોકમાં વિહરતા વિહરતા મારા કેટકેટલા દિવસો રાત બની ગયા હતા અને કેટકેટલી રાતો દિવસમાં પલટાઇ ગઇ હતી? અને આ પ્રેમપૂર્વક પાળ્યા-પોષ્યા એ મસ્ત પાગલપણાનાં એ વિચારો, એ દિવસોની એ ભાવનાઓ, મન જ્યારે વારંવાર લલચાઇને રહી જતું હતું, વાસનાઓ જ્યારે ઉદ્દામ થવા ઉછાળા મારતી હતી ને આકાંક્ષાઓ જ્યારે મુક્ત થવા તરફડાટ કરી રહી હતી, જ્યારે એ સ્વપ્નસૃષ્ટિમાં વિચરીને હું પણ એ મહાન પ્રેમીઓનો પ્રેમ તથા એમનાં જીવનનાં માદક અને કરૂણાજનક દૃષ્યો નિહાળતો એમની સાથે ઉલ્લાસપૂર્વક કલ્લોલિ રહ્યો હતો, એમનાં દુઃખે દુઃખી થઇ રડતો ને આંસુ વહાવતો હતો. પરંતુ એ દિવસો...હવે એ સ્વપ્ન બની ગયા, અને એ દિવસોની સ્મૃતિઓ—એ અદ્દભુત દિવસોનું એક માત્ર સંભારણું—હવે તો એ પણ મારું પોતાનું જ નથી રહ્યું. એ મસ્તીમાં, એ બેહોશીમાં હું ન જાણે શું શું બકી ગયો? અને જે ભાવો આજ સુધી મારા હૃદયમાં જ છુપાયેલા પડયા હતા તે જગત જાણી ગયું. જગતે એને પોતાનાં કર્યાં. આજ સુધી જે મારાં જ હતા તે હવે પરાયા બની

ગયા. આજે પણ એ વાંચતા એ દિવસો તાજા બની જાય છે, એ સ્વપ્નલોકનો એ આરંભ અને એનોજ આ અંત !

અને જ્યારે ફરી એ દિવસો સ્મરણમાં તાજા થઇ જાય છે, ત્યારે હું ફરીને મસ્ત બની જાઉં છું, આ વેદનાને અંગે ડુસકી ઊઠું છું. પરંતુ હવે તો એ પણ પરાયા થઇ ગયા એટલે રહ્યા સહ્યાનો મોહ મૂકી દઇ બધુયે છુટે હાથે લુટાવી દેવા નીકળ્યો છું, આજે.

હા ! મારા ભાવોને લુટાવી દેવા નીકળ્યો છું. છતાં કયે દિલે એને કહું કે જાવ, વરસોનો સાથ તૂટે છે. એ ખરૂં છે કે આ રઢીસદી સ્મૃતિઓ પોતાના ભગ્ન સ્વપ્નલોકની યાદી અપાવી હૈયામાં દુઃખ–પ્રવાહને ઊભરાવી દે છે, દિલમાં બહુ દર્દ પેદા કરે છે. છતાં યે એ મારી પોતાનીજ વસ્તુ રહી છે. પોતાની વહાલી વસ્તુને વિદાય આપતાં, હૃદયમાં એકવાર જેને આશરો આપ્યો હતો, અત્યંત આદર અને પ્રેમસહ જેને અંતરમાં ગોપવીને રાખી હતી, એથી જૂદા પડતાં......આહ ! આજે દુઃખ અવશ્ય થાય છે... જાણું છું કે હવે એ પરાયા થઈ ચૂક્યા છે, તેમ છતાંયે આજે એને સદાને માટે વિદાય આપતાં હૈયું ભરાઇ આવે છે, આંખો છલકાઈ જાય છે, બે આંસુ સરી પડે છે. હવે કોને હું મારી એક માત્ર સમ્પદ માનીશ ! કોને મારી પોતાની પ્રિય વસ્તુ માની હૃદયમાં ગોપવીને ફરીશ ? અને દુનિયાથી છાનો છાનો એકાન્તમાં વારંવાર એને જોઇને હજુયે એ મારા હૃદયમાં જ છે એમ માની હું મને પોતાને ભાગ્યવંત માનીશ ?

વિદા ! અલવિદા ! હવે ક્યાં સુધી આ વળગણાં ? પરન્તુ કોણ જાણે કેમ પણ વિદાયની વેળાએજ મમતા વધુ જન્મે છે, વિવશતા ઊભી ઊભી રૂવે છે, દફ્ના બેહોશ પડી હીબકી રહી છે અને... ...મારું દુર્ભાગ્ય ? એ તો ઊભું ઊભું મરક મરકી જ રહ્યું છે. પરંતુ આજે સહુથી વધુ સતાવી રહી છે ભાવિની ચિન્તા. વિચાર

માત્રથી જ દિલ કંપી ઊઠે છે. ખાસ સ્વપ્નલોકનાં અવશેષ-ભલે ને એ ભગ્નાવશેષ જ રહ્યા. એ છે તો મારાં જ સ્વપ્નલોકનાં ખંડેરો મારા હૃદયનાં એ સુકોમળ ભાવો, આજે એ આશ્રયવિહોણાં આ કઠોર પાર્થિવ જગતમાં-આ કઠોર લોકમાં જ્યાં માનવ-ભાવોની કોઈને કંઇ પરવા નથી. માનવ-ઇચ્છા-આકાંક્ષાઓનો ઉપહાસ કરવો એ એક સ્વાભાવિક વાત છે. જ્યાં માનવ-હૃદય સાથે રમત રમવામાં જ આનંદ છે, તરફડતા ઘાયલ હૃદય પર ઘા કરવામાં જ જ્યાં મનોરંજન રહ્યું છે ત્યાં...ઓહ! આથી વધુ હું વિચારી જ નથી શકતો.

વિદાય તો આપી ચૂક્યો છું, પણ એને આશરો આપવા વિષે કોને કહું? શું કહું? ને કંઇક કહેવાથી પણ શું થશે? એની સાથે મારે હવે શું સંબંધ છે? અને જ્યારે એ પરાયા થઈ ચૂક્યા છે...પણ હા, તેમ છતાંયે મારી સદ્ભાવનાઓને તો હું એની સાથે એ જગતમાં પાઠવી શકું એમ છું. વધુ નહિ તો એટલું જ. તો બસ, હવે અન્તિમ વિદાય! भवन्तु शुभास्ते पन्थान ।

રઘુવીર નિવાસ—સીતામઉ.

૨૩ માર્ચ-૧૯૩૪ રઘુવીરસિંહ

પુનશ્ચઃ–

વરસ પછી વરસ વીતવા લાગ્યા; વિદાય આપીને પણ હું મારા આ "શેષ સંભારણા"ને મારાથી વિખુટા પાડી ન શક્યો. સખત થઈને મથવા છતાંયે એને સંસારમાં એકાકી વિચરવાનો આદેશ હું આપી ન શક્યો. અને જગતે જ્યારે ઉધરાણી કરી ત્યારે હું એને માટે કોઈક અભિભાવકની શોધમાં નીકળ્યો. આચાર્ય-પ્રવર

પંડિત રામચંદ્ર શુક્લનો હું હૃદયપૂર્વક આભારી થયો છું. એમણે પોતાની 'પ્રવેશિકા'ને આ 'શેષ સંભારણા'ની સાથી બનાવવાની રજા ચડ કરી આપી. મારી માનવ સહજ નબળાઇને લક્ષમાં લઈ વાચક આ અનિચ્છનિય ઢીલ માટે મને માફી આપે. એજ અભ્યર્થના.

રઘુવીર નિવાસ–સીતામઉ

૫ મે. ૧૯૩૯                                    રઘુવીરસિંહ

# તાજ

માનવીને એનાં પોતાનાં માટે ગર્વ છે. પોતાને એ જગત કર્તાનું અનુપમ અને શ્રેષ્ઠ–સર્વશ્રેષ્ઠ સર્જન માને છે. પોતાના વ્યક્તિત્વને એ ચિરસ્થાયી બનાવવા ઇચ્છે છે. માનવજાતનો ઇતિહાસ શું છે! એનાં બધાયે પ્રયત્નો પાછળ હેતુ એક જ છે. ચિરકાળથી માનવી એ કાજે જ મથતો રહ્યો છે કે પેલું અપ્રાપ્ય અમૃત તે કઈ રીતે મેળવી શકે, જેનું પાન કરીને એ અમર થઇ જાય.

છતાં હજુયે માનવી એની શોધમાં સફળ નથી થયો. અમૃત એને સાંપડયું નથી. અને એથી જ દિવસો દિવસ વધુ ને વધુ નિકટ આવતું રહસ્યમય મૃત્યુ એને યાદ આવે છે ત્યારે અસ્વસ્થતાથી હૃદય તરફડી ઊઠે છે. ભાવિમાં આવનાર પોતાના અંતનો અને એ દ્વારા પોતાના વ્યક્તિત્વનાં જ નહિ પણ પોતાના સર્વસ્વનાં નાશના વિચાર માત્રથી એનું આખુંયે વદન ધ્રુજી ઊઠે છે. કોઈ પણ રીતે આ અપ્રિય–અરૂચિકર કઠોર જીવન-સત્યને વિસરવા, પોતાની સ્મૃતિમાંથી, પોતાના મગજમાંથી એને દૂર હડસેલી દેવા માટે જ ઘણીવાર માનવી સુખ–સાગરમાં મગ્ન થવા મથે છે. કેટલાકનાં હૃદય તો આ વિચાર માત્રથી જ વ્યાકુળ થઇ ઊઠે છે કે કાળનાં એ ભયાનક પ્રવાહમાં માત્ર હું એકલો જ નહિ, મારી બધીયે વસ્તુઓ, સંભારણાં સ્મૃતિચિહ્નો સુદ્ધાં બધું જ વહી જશે; ને ત્યારે આ દુનિયામાં મારા દુન્યવી જીવનનું એકાદ ચિહ્ન પણ નહિ રહે, કે નહિ રહે મને કોઈ યાદ કરનારું. એવા માણસો આ પાર્થિવ સંસારમાં પોતાનાં સંભારણાં-અમિટ સંભારણાં પાછળ મૂકી જવા વ્યાકુળ થઈ ઊઠે છે. એમનો

અંત અવશ્યમ્ભાવી છે એ જાણવા છતાં તેઓ માને છે કે એમનું સંભારણું જગતમાં કાયમી બની શકે એ સંભવિત છે. પિરામિડ, સ્તૂપ, મોટા મોટા મકબરા, કીર્તિસ્થંભો, ખાંભીઓ, વિજયદ્વારો વગેરે માનવીની એ ઇચ્છાનું જ પરિણામ છે.

એક રીતે જોઈએ તો ઇતિહાસ પણ નિજ સ્મૃતિને ચિરંજીવ બનાવવાની માનવીની એ ઇચ્છાનું જ એક પરિણામ છે. આમ તો પોતાની સ્મૃતિને કાયમી બનાવવા માણસે અનેકવિધ પ્રયત્નો કર્યા. કોઈએ એક માર્ગ લીધો તો કોઈએ બીજો. કેટલાયે નિષ્ફળ થયા; અનેકોનાં એવા પ્રયત્નોનું સ્મૃતિ–ચિહ્ન સુદ્ધાં આજે માનવ-સમાજના સ્મૃતિપટ ઉપર નથી રહ્યું. ઘણાંનાં એવા પ્રયત્નોનાં ખંડેરો આજે પણ દુનિયામાં અહીં તહીં નજરે પડે છે. એ મૂક રહ્યા રહ્યા માનવીની આ ઇચ્છાને જોઈને આજે પણ હસે છે. અને સાથે સાથ રડે પણ છે. માનવીની નિષ્ફળતા ઉપર અને પોતાની દુર્દશા ઉપર એ આંસુ સારે છે. છતાં એ જોઇને કે માનવીને હજુયે પોતાની નિષ્ફળતાનું ભાન નથી થયું. હજુયે એની એ જ ઇચ્છા, એની એ જ દુરાશા એનો પીછો છોડતી નથી. માનવી હજુયે એનાં ફાંસલામાં ફસાયેલો જ છે, એ મકબરો માનવીની આ અદ્ભુત મૃગતૃષ્ણા ઉપર પાગલ કરી મુકે તેવું અટ્ટહાસ કરે છે.

પરંતુ માનવીનું મગજ તો ખરે જ વિધાતાની એક અજોડ કૃતિ છે. જો કે કાળની સામે કોઇનું યે નથી ચાલતું, છતાં કેટલાક ભેજાંએ એવી તો કમાલ કરામત કરી છે. તે એવી ચાલ ચાલ્યાં છે કે કાળનાં આ પ્રલયંકર મસમસતા પૂરને પણ ખાળવામાં એ સમર્થ થયા છે. એમણે કાળને સૌંદર્યના અદૃશ્ય છતાં અતુટ પાશમાં જકડી લીધો છે; પોતાની કૃતિની અનોખી છટા બતાવી એને લોભાવ્યો છે; આમ એને ભૂલથાપ આપીને કેટલીક વાર માનવી માત્ર પોતાની જ સ્મૃતિનાં નહિ, પણ પોતાનાં ભવોનાં

સ્મારકોને પણ સ્થાયી બનાવી શકયો છે. તાજમહેલ માનવ-મગજની આવીજ અજોડ સફળતાનું એક અદ્ભુત ઉદાહરણ છે. પરંતુ સૌંદર્યનો એ અચુકપારા...કાળની સાથે માનવી પણ એમાં બંધાઇ જાય છે; કાળનું પ્રલયંકર પૂર અટકી જાય છે. પણ માનવ અશ્રુનો ઉદધિ ઉછળી પડે છે કાળ સ્તબ્ધ થઇ હજુયે એ સમાધિ તરફ એકીટશે નિહાળી જ રહ્યો છે. સૂરજ ઊગે છે ને આથમી જાય છે, ચંદ્ર વધે-ઘટે છે, છતાં તાજની એ નવ-નિત્ય નૂતનતા આજે યે એવી ને એવી જ છે; શતાબ્દિઓથી વહેતાં આંસુ જ એ સુંદર સમાધિને અભિષેક કરી કરીને ઉજ્જ્વળતા રહ્યાં છે.

* * *

એ અંધારી રાત હતી. દુનિયા આખી ઉપર ઘોર અંધાર છવાયો હતો, છતાં જગત સૂતું ન હતું. સંસારનો તાજ, ભારતીય સામ્રાજ્યનો એ ઝળહળતો સિતારો. ભારત-સમ્રાટના હૃદયાકાશનો એ ઉજ્જ્વળ ચંદ્ર આજે સદાને માટે આથમી જવાનો હતો. શિશુ ને જન્મ આપતાં માતાએ મૃત્યુ સાથે જીવ સટોસટની બાથ ભીડી હતી. સ્નેહ અને જીવનની એ આખરી પળો હતી; એ સુખમય દિવસોનો, પ્રેમ અને આલ્હાદથી પૂર્ણ છલકતા એ જીવનનો હવે અંત આવનાર હતો. જગત કેટલું ક્ષણ-ભંગુર છે!

એ ટમટમતો દીવડો, ભારત-સમ્રાટની સ્નેહનો એ જલતો ચિરાગ બુઝાઇ રહ્યો હતો. સ્નેહ હજુયે ઘણો હતો, પણ અકાળે કાળનો ઝોકો આવ્યો; એ અસ્થિર જ્યોત એને સહી ન શકી. પ્રકાશ ધીરે ધીરે ઓછો થતો હતો; દુર્દિનની કાળી ઘટાઓ એ રાતનાં અંધારને વધુ ગાઢ બનાવતી હતી; આશા-પ્રકાશની આખરી જ્યોત-રેખા નિરાશાના એ અંધારમાં વિલીન થઇ હતી. અને ત્યારે.........ચારે બાજુ અંધાર ને અંધાર જ હતો.

આ સાંસારિક જીવન-યાત્રાની પોતાની સહચરી, પ્રાણપ્રિયાને છેલ્લી વાર મળી લેવા શાહજહાં આવ્યો. જીવન-દીપ બુઝાતો હતો,

છતાં યે પોતાનાં પ્રેમીને પોતાનાં જીવન-સર્વસ્વને જોતાં ફરી એકવાર જ્યોત વધી; બુઝાતા દીપકની એ છેલ્લી ચમક હતી. મુમતાજની આંખો ઉઘડી. એ છેલ્લું મિલન હતું. એ આખરી પળોમાંએ આંખો દ્વારા શું શું મૂક ગોઠડી થઈ હશે, એ પ્રેમીઓના હૃદયમાં કેવાં કેવાં તોફાન જાગ્યા હશે, મચ્યા હશે, એનું વર્ણન કોણ કરી શકે? પ્રેમાગ્નિએ ધખધખતા એ હૃદયોની વાતો લેખકની કઠોર લેખિની એનાં કાળા મોંએ નથી લખી શકતી.

છેલ્લી પળો હતી. સદાને માટે વિખુટા પડતા હતા. શાહજહાંનું સર્વસ્વ એની નજરોનજર લુટાઈ રહ્યું હતું અને એ ભારત-સમ્રાટ હતાશ બની, હાથ ઉપર હાથ મૂકી વિવશ બની બેઠો. બેઠો એનાં તકદીરને રોતો હતો. સિંહાસનારૂઢ થયે ત્યારે એને પૂરા ત્રણ વર્ષ પણ થયા નહોતા, ત્યાં તો એની પ્રિયતમા આ લોકની વિદાય લેવાની તૈયારી કરતી હતી. શાહજહાંની સમસ્ત આશાઓ ઉપર, એનાં બધાયે ઉમંગ અને ઉત્સાહ ઉપર જાણે હિમ પડતું હતું. શું શું ઉમ્મેદો હતી, કેવા કેવા અરમાન હતા? જ્યારે સમય આવ્યો, એ ઉમ્મેદો અને અરમાનો પૂરા થવાની જ્યારે આશા હતી, ત્યારે જ બરાબર ત્યારેજ એને છોડીને એની જીવન-સહચરી ચાલી ગઈ. સુખ-મદિરાનો પ્યાલો હોઠે અડયો ન અડયો ત્યાં તો અજાણપણે એ નીચે પડયો ને ચૂરેચૂરા થઈ ગયો, અને એ સુખ-મદિરા માટીમાં મળી ગઇ. ધરતી તળે સમાઇ ગઇ. સદાને માટે અદૃશ્ય થઇ ગઇ.

હાય! અવસાન થયું. સર્વસ્વ લુટાઇ ગયું, પરમપ્રેમી જીવન-યાત્રાની એકમાત્ર સાથીઓને સદાને માટે છોડીને ચાલી ગઇ. ભારત-સમ્રાટ શાહજહાંની પ્રેયસી, સામ્રાજ્ઞી મુમતાજે સદાને માટે આ લોકમાંથી વિદાય લીધી. શાહજહાં ભારત-સમ્રાટ હતો, જહાંનો શાહ હતો, છતાં એ પણ પોતાની પ્રેયસીને ચાલી જતાં રોકી ન શકયો. દાર્શનિકો કહે છે કે જીવન એક પરપોટો છે. ભ્રમણ કરતા આત્માને ઉતરવાની એક ધર્મશાળા માત્ર છે. તેઓ એમ પણ કહે છે કે જીવનમાં શું

13184

સયોગ ને શું વિયોગ ? એક જ પ્રવાહમાં સંજોગવશાત સાથે વહેતા લાકડાના ટુકડાઓ જેવી આ ભેગા મળવાં ને જુદા પડવાની વાત છે. પણ એ વાત ઓછી કોઇ સંતપ્ત હૃદયને શાન્તિ આપી શકે છે ! એ ભાવનાઓ ઓછી ચિરકાળ માટે વિરહાગ્નિમાં બળતા-પ્રજ્વલતા હૃદયને સાન્ત્વના આપી શકે છે ? સાંસારિક વ્યથાઓથી દૂર બેઠેલે જીવન-સંગ્રામનો કોઇ તટસ્થ દર્શક ભલે ગમે તે કહે, પરંતુ જીવનનાં આ ભીષણ સંગ્રામમાં ઝઝુંમતા, ઝઝુંમતા ઘટનાઓનાં કારમા આઘાત સહેતાં હૃદયોની શી સ્થિતિ હોય છે એ તો જેણે ભોગવ્યું હોય એજ કહી શકે.

* * * *

એ ચાલી ગઇ. સદા સર્વદા માટે ચાલી ગઇ. પોતાનાં રુદન કરતાં પ્રેમીને-જીવન સર્વસ્વને, અને પોતાનાં ટળવળતાં વહાલાં બાળકોને તથા સમગ્ર દુઃખી સંસારને છોડીને એ અંધારી રાત્રિએ એ કોણ જાણે ક્યાંય ચાલી ગઇ. સદાનો વિયોગ હતો. એ શાહજહાંની આંખેથી એક આંસુ સર્યું. એ સંતપ્ત હૃદયમાંથી એક આહ નીકળી.

એ સુંદર શરીર ધરતીને ભેટ ધરાઇ ગયું; જો કંઇયે શેષ હતું તો તે એની સુખદ સ્મૃતિ ઉપરનાં એનાં એ ચિર-વિયોગનાં આંસુ, આહ ને નિશ્વાસો. સંસાર લુંટાઇ ગયો ને એની એને ખબર સુદ્ધાં ન પડી. સંસારની એ સુંદર મૂર્તિ મૃત્યુના અદૃષ્ય ક્રુર હાથોવડે ચૂરેચૂરા થઇ ગઇ; અને એ મૂર્તિનાં એ નિર્જીવ અવશેષ...જગત માતા વસુંધરાએ એને પોતાના પાલવમાં સમાવી લીધા.

શાહજહાંનાં એ આંસુ, આહ ને નિસાસા વિફળ ન ગયા. તપ્ત આંખો અને ધધખતા હૃદયમાંથી નીકળીને તે આ બાહ્યજગતમાં આવ્યા હતા. સમયના વહેવા સાથે એ પણ ઠંડા થવા લાગ્યા. સમયના શીળાં સમિરની થાપલીઓ ખાઇને એમણે એક એવું તો સુંદર સ્વરૂપ ધારણ કર્યું છે કે આજે પણ એને જોઇને કોણ જાણે કેમ હૈયું ભરાઈ આવે છે. આંસુ સરી પડે છે, અને કેટલાયે હૃદયોમાં

તોફાન મચી જાય છે. પ્રિયતમા વિયોગે વહાવેલા શાહજહાંના એ આંસુ ચિરસ્થાયી બની ગયા.

બધુંયે પૂરું હતું, છતાં હજુયે એક આશા શેષ રહી હતી. શાહજહાંનું સર્વસ્વ લુટાઇ ગયું હતું, છતાંયે પેલી સ્તબ્ધ રાત્રિએ અંતિમ મિલન વેળાએ પ્રિયતમાને આપેલું વચન એ નહોતો ભૂલ્યો. એણે વિચાર્યું કે એની—મારી પ્રિયતમાની—સ્મૃતિમાં, ભારતનાં જ નહિ પણ જગત આખાનાં એ ચાંદનાં શુષ્ક હાડકાંઓ ઉપર એક એવી કબર બંધાવું કે જે દુનિયા આખીના મકબરાઓનો તાજ બને ને એને સુઝયું કે મારી પ્રિયતમાની સ્મૃતિને, અને એનાં પ્રત્યેના મારા અગાધ વિશુદ્ધ પ્રેમને સ્વચ્છ શ્વેત સ્ફટિકનાં સુચારુ સ્વરૂપમાં વ્યક્ત કરું.

ધીરે ધીરે ભારતની એ પવિત્ર મહા નદી યમુનાને તટે એક મકબરો બંધાવા લાગ્યો. પ્રથમ લાલ પથ્થરનો એક ચબૂતરો ખડો કરવામાં આવ્યો; એનાં ઉપર શ્વેત આરસનો એક ઊંચો ચોતરો ચણાયો, જેને ચાર ખૂણે ચાર મિનારા ઊભા કરવામાં આવ્યા; જે તાર વિનાનાં તારથી ચારેય દિશાઓમાં એ સામ્રાજ્ઞીનાં અવસાનનાં સમાચાર આપી રહ્યાં છે, અને સાથોસાથ એનાં યશોગાન પણ ગાઇ રહ્યા છે. એની બરાબર વચ્ચે ધીમે ધીમે એક મકબરો ખડો થયો. એ મકબરો પણ એ શ્વેતવર્ણી સામ્રાજ્ઞી જેવો શ્વેત અને સૌંદર્યમાં પણ એનાં જેવોજ અનુપમ અને અદ્વિતીય છે. છેલ્લે એ ભવ્ય મકબરા ઉપર એક અતીવ સુંદર સુડોળ મહાન ગુમ્બજનો તાજ મૂકવામાં આવ્યો.

વાચક! એ સુંદર મકબરાનું વર્ણન કરવા પાર્થિવ જીભ પણ અસમર્થ છે તો પછી આ બિચારી જડ લેખિનીનું શું ગજું? શતાબ્દિઓ વીતી ગઇ. અહીં ભારતમાં અનેકાનેક સામ્રાજ્યો જન્મ્યાં, જામ્યાં, ને પતનને પામ્યા. અહીંની એ સુંદર કળા તથા એ

મહાન સમાધિના એ અજાણ્યુ નિર્માતા શિલ્પીઓ પણ કાળનાં અનંત ગર્ભમાં ન જાણે કયાંય વિલીન થઇ ગયા; છતાં આજે પણ એ મકબરો ઊભો ઊભો પોતાનાં સૌંદર્યથી વિશ્વને આકર્ષી રહ્યો છે. કાળ તો એની નજીક ફરકી એ શકતો નથી કે એની નૂતનતાને એ ભરખી શકે. અને માનવી...બિચારો મર્ત્ય એ તો એ મકબરા તળે બેઠો બેઠો માથું જ ખજવાળી રહ્યો છે.

આ મકબરો, શાહજહાંની એ મહાન સાધનાનું પ્રિયતમા પ્રત્યેની એની અનન્ય અગાધ પ્રીતિનું પરિણામ છે. કેવો સુંદર છે. એ ? ને કેટલો કરૂણોત્પાદક ? આંખ જ નિહાળી શકે એની સુંદરતા હ્રદયજ માણી શકે એની અનુપમ સુકોમળ કરૂણાને. એની સુંદરતા નિહાળી દુનિયા સ્તબ્ધ બની છે. સુખી માનવ-જીવનનો આવો કરૂણ અંત જોઇ એ ક્ષુબ્ધ બની છે. પોતાની મૃત પ્રિયતમાની સમાધિ ઉપર પોતાનાં પ્રેમની અંજલિ આપીને શાહજહાંએ, તથા પોતાના મહાન શિલ્પિઓ અને નિપુણ કારીગરોનાં હાથે વિશુદ્ધ પ્રેમની એ અનુપમ ને અદ્વિતીય સમાધિનું નિર્માણ કરાવીને ભારતે પવિત્ર પ્રેમની વેદી ઉપર જે અપૂર્વ શ્રદ્ધાંજલિ આપી છે એનો જોટો જગતમાં-આ ભૂ-તલ ઉપર કયાંય શોધ્યો યે નથી જડતો.

+ + + +

વરસોનાં પરિશ્રમને અંતે આખરે મુમતાજનો એ મકબરો પૂરો થયો. શાહજહાંની વર્ષોની ઇચ્છા પૂરી થઇ. એક મહાન યજ્ઞની પૂર્ણાહુતિ થઇ એ મકબરો સંપૂર્ણ થયે શાહજહાં જ્યારે ધામધૂમ પૂર્વક એ જોવા ગયો હશે, એ દિવસ આગ્રા માટે કેટલો મહત્વનો અને ગૌરવનો બન્યો હશે! એ દિવસનું માત્ર ભારતની જ નહિ પણ દુનિયા આખીની શિલ્પકળાના ઇતિહાસમાં એ મહાન દિવસનું-વર્ણન ઇતિહાસકારોએ કયાંય પણ નથી કર્યું. હજારો નર-નારી, આબાલ વૃદ્ધ એ દિવસે એ અપૂર્વ મકબરાના—વિશ્વની એ અતિ અનુપમ

વિધ વિધ દર્શકોના હૃદયમાં કેવા વિધ વિધ ભાવો જન્મ્યાં હશે ? કોઇને એ મહાન કૃતિ સંપૂર્ણ થયાનો હર્ષ થયો હશે. કોઇને એ જોઇને અભિમાન થયું હશે કે એનાં દેશમાં એક એવી વસ્તુનું સર્જન થયું છે જેની તુલના માટે જગતમાં ભાગ્યેજ બીજી કોઇ વસ્તુ જડશે; કેટલાયે જે સમાધિ જોઈ મુગ્ધ બની ગયા હશે, કોણ જાણે કેટલાયે ચિત્રકારો એ સોહામણી કૃતિને ચિત્ર-પટ પર અંકિત કરવા રંગની પ્યાલીઓને પીંછીઓ લઇ ઊમટયા હશે; ન જાણે કેટલાયે કવિઓનાં મગજમાં કેવી કેવી અદ્ભુત કલ્પનાઓ જાગી હશે ?

પરંતુ, બધા દર્શકોમાં એક દર્શક એવો યે હતો કે જેનાં હૃદયમાં ભિન્ન ભિન્ન વિરોધી ભાવોનું ઘોર ઘમસાણ પણ મચ્યું હતું. એ આંખો એવી યે હતી, જે એ મકબરાનાં એ બાહ્ય સૌંદર્યને ચીરતી એકીટશે અંદર એ કબર પર મંડાઇ હતી. એ દર્શક હતો શાહજહાં પોતે. એ આંખો હતી ખુદ મુમતાજના પ્રેમીની. તાજનાં એ અદ્વિતીય દ્વારે જઇને જ્યારે શાહજહાંએ એ સમાધિ જોઇ હશે ત્યારે એનાં હૃદયની શી દશા થઇ હશે ? એનાં હૃદયમાં શાન્તિ થઇ હશે કે પ્રિયતમાને કાજે લીધેલ પણ એ પૂરું કરી શકયો. એ ગૌરવ અનુભવતો હશે કે એની પ્રિયતમાની કબર-એની જીવન સંગિનીનું સ્મારક એવું તો થયું છે કે જેનો જોટો ભાગ્યેજ મળે.

પરંતુ, એ જીવંત મુમતાજને સ્થાને, એની જીવન સંગિનીને સ્થળે એનાજ અસ્થિઓ ઉપર આ કબર—ભલેને એ ગમે એટલી સુંદર હોય—જોઇને શાહજહાંના હૃદયમાં ધધકતી ચિર-વિયોગની આગ શું શાંત થઈ હશે ? શ્વેત શીતળ પાષાણનું એ અનુપમ સુંદર સ્મારક મુમતાજનાં મૃત્યુથી પડેલી ખોટ શું પૂરી શકે ? એ મકબરો જોઇને શાહજહાંને એવું આખુયે જીવન—જ્યારે પોતે મુમતાજ સાથે સુખપૂર્વક રહેતો હતો, રૂપેરી પરદા પરનાં ચલ-ચિત્ર જેવું દેખાયું હશે. પ્રિયતમા મુમતાજની સ્મૃતિ ઉપર એણે ફરી આંસુ સાર્યાં હશે. સુપ્ત સ્મૃતિઓ ફરીને જાગી ઊઠી હશે. અને

જખમાયેલા હૈયાંનાં એ જૂનાં ઘા ફરીથી તાજા થયા હશે.

વાચક! જ્યારે આજે પણ ઘણુંયે દર્શકોની આંખો એ પવિત્ર સમાધિને જોઈને એ ભીની બને છે તો તું જ વિચારી લે કે શાહજહાંની સ્થિતિ શું થઈ હશે? જીવનમાં ઘણું ઘણું સુખ એ મેળવી ચૂક્યો હતો, અને જે થોડું સુખ સાંપડવાનું બાકી હતું, એ સુખપૂર્ણ જીવનનું મધ્યાન્હ હજુ તપવાનું જ હતું, ત્યાં એ જીવન-સૂર્યને ગ્રહણ લાગ્યું; અને એ એવું તો લાગ્યું કે જીવન-સૂર્ય આથમવાની ઘડી સુધી ગ્રસિત જ રહ્યો. તાજમહેલ એ ગ્રસિત સૂર્યમાંથી નીકળેલ અદ્ભુત સુંદર તેજોમય રશ્મિઓનો એક ગાઢ સુંદરપુંજ છે; એ ગ્રસિત સૂર્યની એક અજોડ સ્મૃતિ છે–સંભારણું છે.

— × × × ×

શતાબ્દિઓ વીતી ગઈ. તાજમહેલને જોઈ શાહજહાં કેટલીયે વાર રડયો હશે. મરતાં મરતાં પણ સુજન-બુર્જમાં પડયો પડયો એ તાજમહેલને નિહાળી રહ્યો હતો. અને આજે પણ કોણ જાણે કેટલાયે માનવીઓ એ અદ્વિતીય સમાધિના ઉદ્યાનમાં બેઠા બેઠા કલાકો સુધી એને નિહાળ્યા જ કરે છે; અને એ પ્રેમ-પૂર્ણ જીવનનાં નાશની સ્મૃતિ ઉપર, ક્ષણ-ભંગુર માનવ જીવનની એ કરૂણ કથા ઉપર આંસુ સારતા હશે. કોણ જાણે કેટલાયે પ્રવાસીઓ દૂર દૂરનાં દેશાવરોથી, મોટા મોટાને ભયંકર સાગરો વટાવી આ સમાધિ–આ તાજ જોવા આકર્ષાઈને અહીં આવે છે. અત્યંત ઉત્સાહ-સહ એ બધા આવે છે, પણ નિસાસા નાખતા નાખતા જ એ બધા પાછા ફરે છે. કેવા ને કેટલા ઉલ્લાસપૂર્વક તેઓ આવે છે, અને થોડા આંસુ સારીને હૃદય ઉપર દુઃખના ભાર સાથે જ તેઓ ત્યાંથી પાછાં વળે છે. પ્રકૃતિ પણ પ્રતિ વર્ષ ચાર મહિના સુધી આ અદ્વિતીય પ્રેમનાં નાશની કરૂણ સ્મૃતિ પર અનહદ આંસુ સારે છે.

માનવ જીવનની માનવીના દુઃખપૂર્ણ જીવનની જ્યાં એની અનેક વાસનાઓ અતૃપ્ત રહી જાય છે. જ્યાં એનું પ્રેમ-બંધન હજી પૂરું

બંધાયું યે નથી હોતું. ત્યાંજ કાળનાં કરાળ હાથમાં પડી એ તૂટી જાય છે. માનવીનાં એ કરુણ જીવનની સ્મૃતિ–એની અતૃપ્ત વાસનાઓ, અપૂર્ણ આકાંક્ષાઓ, તથા ખીલતા પ્રેમ–પુષ્પની એ સમાધિ આજે પણ એ યમુનાને તીરે ઊભી છે. શાહજહાંનું એ વિશાળ સામ્રાજ્ય, એનું એ અમૂલ્ય તખ્તે–તાઉસ, એનું એ અત્યંત મહાન ખાનદાન કુટુંબ, શાહી જમાનાને આંખે આંજી દેતો એ વૈભવ, આજે એ બધુંયે વિલીન થઇ ગયું. કાળનું કઠોર ઝોકું આવતાં એ બધુંયે આજે નાશ પામ્યું છે. તાજમહેલનો એ વૈભવ, એમાં જડેલાં એ અમુલ્ય રત્ન પણ કોણ જાણે ક્યયિ ચાલ્યા ગયા. છતાં આજે યે તાજમહેલ પોતાની સુંદરતાથી કાળને આકર્ષી–ભૂલથાપ આપી રહ્યો છે, માનવીને ક્ષુબ્ધ કરી રડાવી રહ્યો છે. અને આમ માનવ–જીવનની આ કરુણ કથાને ચિરસ્થાયી બનાવી રહ્યો છે. વૈભવ–વિહીન તાજનું આ વિધુર સ્વરૂપ એને વધુ સોહે છે.

આજે પણ એ શ્વેત પાષાણોમાંથી આ સાદ સંભળાય છે કે "હું ભૂલ્યો નથી." આજે પણ એ પાષાણોમાંથી કોણ જાણે કયે માર્ગે થઈને પાણીનું એક બિન્દુ પ્રતિ વર્ષે એ સુંદર સામ્રાજ્ઞીની કબર પર ટપકી પડે છે. એ કઠોર નિર્જીવ પત્થર પણ દર વર્ષે એ સુંદર સામ્રાજ્ઞીના મૃત્યુને યાદ કરી, માનવીની એ કરુણ કથાના આ દૃષ્ટાન્તને જોઈ પીગળી જાય છે, અને એ પાષાણોમાંથી પણ અજાણપણે એક આંસુ સરી પડે છે. આજ પણ યમુનાનું વહેણ એ સમાધિને ચૂમતું ચૂમતું ભગ્ન માનવ-જીવનની એ કરૂણ કથા એના પ્રિયતમ સાગરને સંભળાવવા દોડ્યું જાય છે. એ ભગ્ન હૃદયની વ્યથાને યાદ કરી આજે પણ કપારેક એ યમુનાનું હૈયું ભરાઇ આવે છે અને એનાં વક્ષસ્થળ પર આંસુઓનાં પૂર ચઢી આવે છે.

એ શ્વેત પાષાણોમાંથી અવાજ આવે છે–"આજે પણ મને એ યાદ છે." આજે પણ એ ખિલતા પ્રેમ–પુષ્પની સૌરભ—એ પ્રેમ પુષ્પની જે અકાળે જ નીચે તૂટી પડ્યું.—એ

પાષાણોમાં એની સૌરભ રમી રહી છે, એ ખર્યું પુષ્પ સુકાઇ ગયું; એનું પાર્થિવ સ્વરૂપ આ લોકમાં રહી ગયું. પરંતુ એ સુંદર પુષ્પનો આત્મા વિલીન થઇ ગયો; અનન્તમાં અન્તર્હિત થઈ ગયો. અનંત પંથે આગળ વધતો એ આત્મા એ ખરી પડેલાં પુષ્પને છોડીને ચાલ્યો ગયો. પાષાણની એ સુંદર છતાં ત્યક્ત સમાધિમાં માત્ર એની સ્મૃતિ જ રહી ગઇ છે. એ રીતે શાહજહાંએ નિરાકાર મૃત્યુને અક્ષય સૌંદર્ય-પૂર્ણ સ્વરૂપ બક્ષ્યું. માનવીના અચિરસ્થાયી પ્રેમને, પ્રેમાગ્નિમાં ધધગતી જ્વાળાને–ને સ્નેહદીવડની ઝબૂક ઝબૂક થતી એ ઉજ્જ્વળ જ્યોતને ચિરસ્થાયી બનાવી.



# એક સ્વપ્નની શેષ સ્મૃતિઓ

નવયૌવન ઊભરાતું હતું. બાળપણનાં એ વિપદ ભર્યાં દિવસોને વટાવી એમણે યૌવનનાં ઉંબરમાં પગ મૂક્યો. બેઉ યુવાનીમાં પ્રવેશવા લાગ્યા. યૌવને અકબરનાં એ સુંદર ગૌર ગુલાબી વદન ઉપર કાળી કાળી રેખાઓ ખેંચી પોતાના આગમનની સૂચના આપી. વરસોની અશાન્તિ પછી ફરીને શાન્તિ જણાતી હતી. એ શાન્તિમય વાતાવરણ પ્રસરતાંજ ભારતમાં નવજીવનનો સંચાર થયો. શાન્તિ સુધાનાં આચમન માત્રે જ વૃદ્ધ ભારતે પણ પોતાનો વેશ બદલ્યો. જરા જીર્ણ વૃદ્ધ, ગળી ગયેલ કાયાને ત્યાગી એણે નવું સ્વરૂપ ધર્યું. મોગલ સામ્રાજ્ય પણ યૌવન સાંપડતાં અક્કડ બનવા લાગ્યું.

અકબરની યુવાની છલકાતી હતી. રાજ્યશ્રીની ઉપાસના બાલ્યવયથીજ એણે આરંભી હતી. વરસોની કઠોર તપસ્યા અને ઘોર તપ પછી પોતાની પ્રેમિકાને ચરણે ધરવા થોડીક સામગ્રી એ એકઠી કરી શક્યો હતો. ઘણાં ઘણાં ભીષણ સંગ્રામો અને હજારો પુરુષોનાં બલિદાનને અંતે એ નાનું એવું સામ્રાજ્ય સ્થાપી શક્યો હતો. પરંતુ તપસ્યા નિષ્ફળ ન ગઈ. જે રાજ્યશ્રીને પ્રાપ્ત કરવામાં વૃદ્ધને અનુભવી હુમાયુ સફળતા ન પામ્યો, એ જ રાજ્યશ્રી અનુભવહીન નવયુવાનનાં પગમાં આળોટવા લાગી.

અનન્તયૌવના રાજ્યશ્રી એનાં નવા પ્રેમી અકબર પર પ્રસન્ન થઇ. પોતાને જોઇએ એવો જ પ્રિયતમ સાંપડતાં એનાં હૃદયમાં

નવ-નવા ઉમંગો ઊઠવા લાગ્યાં. એનાં ચિરયુવાન હૃદયમાં ફરી જાગૃતિ આવી. નવી ભાવનાઓ એનાં હૃદયની રંગભૂમિ ઉપર નૃત્ય કરવા લાગી. અગાઉના પ્રિયતમોએ આપેલા આભૂષણુ-શૃંગારો તરફથી એણે મોં ફેરવી લીધું. નવો શૃંગાર સજવાનું એને દિલ થયું, નવીન રત્નો માટે એણે આ નવા પ્રેમી તરફ આગ્રહ ભરી મીટ માંડી; અને અકબર.........એ તો એની પ્રેયસીની આંખોનાં ઇશારેજ નાચી રહ્યો હતો.

*　　　*　　　*

યૌવનમદિરા પી ઉન્મત્ત બનેલો અકબર રાજ્યશ્રી સાંપડતા હવે વધુ મસ્ત બન્યો. આ બેવડી મસ્તીની લાલી એની આંખોમાં છવાઇ ગઇ. આટલા દિવસોનાં ઘોર પરિશ્રમ તથા સખત આપદાભર્યા જીવન પછી પોતાની પ્રેમિકા રાજ્યશ્રી સાંપડતા ઐશ્વર્ય-વિલાસ માટે એ અતિ આતુર થઇ ઊઠયો હતો. એ શોધવા લાગ્યો કોઇ આવું અજ્ઞાતને નિર્જન સ્થળ, જ્યાં એ પોતાને ઉઠતા તરંગો-ઉમંગો અને વધતી કામનાઓને સ્વચ્છંદે માણી શકે.

અકબરનું હૃદય એક માનવનું યુવાન હૃદય હતું. પ્રારંભિક દિવસોની તપસ્યા એનાં ઊભરાતા ઉમંગોને દાબી ન શકી. વિલાસ-વાસનાની જ્વાળા હજુ યે એનાં દિલમાં જલતી હતી. માત્ર એનાં ઉપર સંયમની રાખ વળી ગઇ હતી. પરંતુ રાજ્યશ્રીની પ્રેમ-મદિરાએ એની તિરછી નજરનાં એ ઘા એ અગ્નિને પૂરેપૂરો પ્રજાળી દીધો. ધૂ-ધૂ કરતી એ આગ ધખધખી ઊઠી. એનો રહ્યો-સહ્યો સંયમ પણ એ ભયંકર જ્વાળાનો સ્પર્શ થતાંજ ભસ્મ થઇ ગયો. પતંગિ-જેમ અકબર પણ વિલાસની દીપ-શિખા ફરતો ફરવા લાગ્યો.

મહાન સામ્રાજ્યની સત્તા તથા સફળતાનાં એ અનુકૂળ વાતાવરણમાં અકબરને અતિશય ગાઢ નશો ચડયો. એજ નશામાં

ચકચૂર રાજ્યશ્રીનો વહાલો અકબર આ પાર્થિવ સંસારને છોડીને, હવે સ્વપ્ન-સંસારમાં વિચરવા લાગ્યો. રાજ્યશ્રીને હાથે યુવાન અકબરે ખૂબ છકી છકીને પીવાય એટલી પીધી હતી. એ માદક-મદિરા અને હવે એનીજ ગોદમાં બેહોશ પડયો પડયો એ એક સ્વપ્ન જોવા લાગ્યો. શું હતું એ સ્વપ્ન? ભારતીય સ્થાપત્ય-કલાના ઇતિહાસની એ એક મહત્વની ઘટના હતી. મધ્યકાળના ભારતીય ગગનને એ એક દેદીપ્યમાન ધૂમકેતુ હતો. ધૂમકેતુની જેમ અચાનક જ એ સ્વપ્ન આવ્યું અને એ જ રીતે અચાનક જ એકાએક અદશ્ય થઇ ગયું. એકાએક વિલીન થઇ ગયું, છતાંયે જગતમાં પોતાનું કાયમી સંભારણું મૂકતું ગયું. જગતનાં ભૂતલ ઉપર આજે પણ એ સ્વપ્નની થોડીક સ્મૃતિઓ અહીં-તહીં અંકિત છે. એ સ્મૃતિઓ એટલી તો સુંદર છે. એનું રહ્યું-સહ્યું, છિન્ન-ભિન્ન ને જર્જરિત સ્વરૂપ પણ એટલું તો હૃદયગ્રાહી છે કે એને જોતાં જ માનવ-હૃદય દ્રવી પડે છે અને કલ્પના-શક્તિને આધારે એ પરિત્યક્ત ખંડેરોનાં પુરાતન -પ્રાચીન વૈભવપૂર્ણ દિવસોને યાદ કરી એમનાં એ સ્મૃતિ-સંસારની સહેલગાહે નીકળી પડે છે. જો એ ભગ્ન અવશેષોનું ત્યજાયને ઠોકરે ચડેલી એ સ્મૃતિઓનું સ્વરૂપ પણ આટલું આકર્ષક છે તો એ સ્વપ્ન કેટલું મનોરંજક કેટલું સુંદર ને કેટલું ઉન્માદક હશે! એ જાણવું માનવ કલ્પના માટે પણ એક અશક્ય-અસંભવિત વાત છે. એજ અન્તર્હિત સ્વપ્નની મૂક દર્શિકા, એ અદ્દભુત નાટકની એ અનોખી રંગભૂમિ. એ પરિત્યક્તા નગરીથી વધુ સોહામણી અને વધુ શોચનીય વસ્તુ તમને ભારતમાં શોધીયે નહિ જડે.

એ સુખદ સ્વપ્નને વર્ણવવું, એને ચિત્રાંકિત કરવું, એ એક મુશ્કેલ સમસ્યા જેવું છે. એ સ્વપ્નની સ્મૃતિઓ એટલી ગણી-ગાંઠી છે. એ દિવસોની યાદ તાજી કરાવનારી સામગ્રીનો એટલો તો અભાવ છે કે એ રહી-સહી સામગ્રી ઉપર સમસ્ત સ્વપ્નનું એ અદ્દભુત વિશાળ ભવન ખડું કરવું એ અસંભવિત થઇ જાય છે. આધુનિક

લેખક તો શું. પણ એ સ્વપ્નના દર્શકો પણ એનો પૂરે-પૂરો જીવતો જાગતો ચિતાર આપી નહિ શકે. જેણે જેણે એ સ્વપ્ન જોયું હતું, તેને ઐશ્વર્ય અને વિલાસનાં એ ઉન્માદક દૃશ્યોએ ઉન્મત કરી મૂક્યો; એ આશ્ચર્યચકિત થઈ ફાટી આંખે એ જોઈ જ રહ્યો, એકીટશે એ તાકતા જ રહ્યા. અને જ્યારે નશો ઉતર્યો, કંઈક ભાન આવ્યું. ત્યારે નશાની ખુમારીને કારણે લેખકની લેખનીમાં એ ચંચળતા માદકતા ને સ્ફૂર્તિ ન રહી, જેના વિના એ વર્ણનમાં જરાયે આકર્ષણ કે જીવન નથી રહેતું.

સ્વપ્ન હતું. માદકતાની લહરી હતી. નશો જોરથી ચડી રહ્યો હતો. ઐશ્વર્ય-વિલાસનાં ભયંકર પાગલ પૂરમાં અકબર તણાતો-વહ્યો જતો હતો. હવે એ પૂરે પૂરો સ્વપ્નસંસારમાં વિચરવા લાગ્યો. એ તો રાજ્યશ્રીની ગોદમાં પડ્યો હતો. એને વળી શેની ખોટ હતી? છતાંયે એક વાત એને બહુ ખટકતી, પોતાનો સંતાનવિહોણો સૂનો સંસાર જોઈ એને દુઃખ અવશ્ય થતું-હતું. પોતાનાં અનેકાનેક વહાલાં-લાડિલા-સુકોમળ બાળકોને હૃદયવિહોણું કઠોર કાળ-મૃત્યુ હાથ હડપ કરી જતાં જોઈ એ વ્યાકુળ થઈ ઊઠતો. ક્રૂર કાળ તથા અદૃશ્ય નિયંતા ઉપર રોષે ભરાઈને એ માથાં પછાડતો; પોતાની વિવશતા ઉપર એને ક્રોધ આવતો, અને એ ક્રોધ આંખો વાટે અશ્રુરૂપે ટપકી પડતો.

તળાવ છલોછલ હતું. એની પૂર્વ તરફ એક પહાડી ઉપર એક સંત સંસારથી વિરક્ત થઈને બેઠા બેઠા પ્રભુ-ભક્તિમાં લીન તલ્લીન બની પોતાના દિવસો વીતાવતા હતા અકબરે વિચાર કર્યો કે ચાલ, કંઈક પુણ્ય ભેગું કરું. ઈશ્વરની જ બે વિરોધી શક્તિઓને પરસ્પર અથડાવીને કંઈક લાભ મેળવું. દુર્ભાગ્ય અને ક્રૂર કાળનો સામનો કરવા એણે સ્વર્ગીય પુણ્યને પોતાને પક્ષે લેવા વિચાર્યું, ને પોતાના ગત જીવનનાં પુણ્યના વિશ્વાસે જ રહેતાં એ બીજાઓ દ્વારા સંચિત પુણ્યની ભીખ માગવા હાથ પ્રસારી બહાર નીકળ્યો.

એ એક અદ્દભુત દશ્ય હતું. જે અકબર હજારો સાધુ-સંતો ભિખારીઓને રાજા બનાવી શકે તેમ હતો, તેજ આજે એક અર્ધ નગ્ન તપસ્વી પાસે ભીખ માગવા આવ્યો હતો. રાજ્યશ્રીનાં લાડિલા અકબરે તપ સમક્ષ માથું નમાવ્યું. તપસ્યાના ચરણે રાજ્યશ્રીએ સાષ્ટાંગ પ્રણામ કર્યા. જે તપસ્યાએ સાંસારિક જીવનનો ત્યાગ કરાવ્યો પાર્થિવ સુખો, માનવીય કામનાઓ તથા ઐશ્વર્ય-વિલાસનું બલિદાન દેવડાવ્યું, એજ તપસ્યાએ પોતાનું સંચિત પુણ્ય પણ લુટાવી દીધું. રાજ્યશ્રી જ્યારે પાલવ પાથરીને ભીખ માગવા આવી ત્યારે તપસ્વીએ એની ઝોળી એમાં ઠાલવી દીધી. અકબરને મોં માગ્યું વરદાન મળ્યું. ને મનગમતી ભિક્ષા મેળવી એ પાછો વળ્યો. એ પછી થોડા સમયે જ સલીમનો જન્મ થયો; કાળની કારી ન ફાવી, વિધાતાના અભેદ કવચને પુણ્યનાં તીણાં શરોએ છિન્નભિન્ન કરી નાંખ્યું.

પુણ્ય અને તપસ્યાનું સામર્થ્ય અકબરે જોયું, જાણ્યું; છતાં એની મહત્તા એ અનુભવી ન શકયો. રાજ્યશ્રીની ગોદમાં પડેલા અકબરને તપ પોતાની તરફ આકર્ષી ન શક્યું. ઉન્મત્ત અકબરની લાલ લાલ આંખો શુદ્ધ શ્વેત તપમાંથી પ્રગટતી એ આભાને જોઇ ન શકી. સંતનાં સંચિત પુણ્યને પ્રતાપે અકબરની મનોવાન્છના પૂર્ણ થઇ; પણ આ વાત એ સમજી ન શકયો; કે એ પુણ્ય પેલા સંતની કઠોર તપસ્યાનું ફળ હતું. એણે તો એ સ્થળને જ પવિત્ર સ્થળ માન્યું. ને એણે વિચાર્યું કે "શા માટે હું અહીં આ પવિત્ર પુણ્યભૂમિમાં નિવાસ કરીને પુણ્ય અને રાજ્યશ્રી બેઉની પૂરેપૂરી સહાય ન મેળવું કે જેથી મારી બધીયે વાન્છા પૂરી થઇ શકે?" અને જ્યાં એક ઘોર જંગલ હતું, ત્યાંજ એક સુંદર નગરી ખડી કરવાનો એણે મનસુબો કર્યો.

નિરાશાના ઘોર અંધાર વચ્ચે એકાએક વીજળી ચમકી, અને એટલા જ વેગથી એ વિલીન પણ થઈ ગઇ. અકબરે તપ અને સંયમની અદ્વિતીય ચમક નિહાળી, પણ અનુકૂળ વાતાવરણના

અભાવે એ જ્યોતિ અન્તર્હિત થઈ ગઈ. પુનઃ સર્વત્ર પાર્થિવતાનો અંધાર છવાઇ ગયો, પરંતુ હવે એમાં આશાની ચાંદની પણ પથરાઇ. ચપળાની એ ચમક જોઈ અકબર ચમકયો હતો. એ આભાથી આકર્ષાઈને તે એ તરફ આગળ વધ્યો. પણ જરાક જ આગળ વધતાં એ લથડીયાં ખાવા લાગ્યો, ને એ ફરી પાછો બેભાન બની ગયો. લથડી પડતાં અકબરને રાજ્યશ્રીએ સંભાળ્યો. યૌવન, ધન, અને રાજમદથી ઉન્મત અકબર આશાની એ ચાંદનીને જોઇ સંતુષ્ટ થયો. એકવાર આંખો ઉઘાડી એણે જોયું અને તુરત ફરી એ મીચી જઇને તે રાજ્યશ્રીની ગોદમાં પડયો રહ્યો. તપ અને સંયમનું એ તેજ અકબરનો નશો ઉતારી શકયું નહિ એની તરફ આગળ વધીને અકબર હવે વધુ અંધારમાં ન રહેતા આશાનાં પથરાતા અજવાળામાં એ ઉજ્જ્વળ વાતાવરણમાં જઇ પહોંચ્યો હતો.

હવે અકબર પર એક નવી ધુન સ્વાર થઇ. એ વિચારવા લાગ્યો કે પેલા પવિત્ર સ્થળે એક નવું શહેર વસાવું, એક એવી સુંદર નગરી ખડી કરૂં, કે જ્યાં ઐશ્વર્ય અને વિલાસની બધીયે સામગ્રી હાજરાહજૂર હોય, જે નગરી સુંદરતા અને વૈભવમાં અજોડ હોય. માદકતાની એક લહરી ઊડતી હતી; સ્વપ્ન-સંસારમાં વિચરતા અકબરનો આ એક મનસૂબો હતો. રાજ્યશ્રીનાં અનન્ય પ્રેમી અકબરે પોતાની આ ઇચ્છાને તોષવા પોતાની પ્રેયસીને આહ્વાન કર્યું. અલાઉદ્દીનનાં પેલા જાદુઈ ફાનસનાં ભૂતની જેમ રાજ્યશ્રીએ પણ એનાં પ્રિયતમ અકબરની ઇચ્છાને તરતાતુરત પલકારામાં જ પૂરી કરવાનું પણ લીધું.

પ્યાલો છલોછલ છલકાઇ પડયો. મદિરા થોડી ઢળી ગઇ, અને એનાં છલકાયેલા થોડાક બિન્દુઓએ એ આખી નગરીને પોતાનાં રંગે રંગી દીધી. જ્યાં પહેલા માત્ર દુર્ગમ પહાડિયો જ હતી ત્યાં હવે લાલ ભવનોની સુંદર હારમાળા દેખાવા માંડી, એ પહાડિયોની મસ્તી ફૂટી ઊઠી; એનાયે એ ઉબડ-ખાબડ કઠોર શુષ્ક કપોલો પર યૌવનની લાલી ઝળકવા લાગી.

એ આખીયે નગરી લાલ છે. મોગલ સામ્રાજ્યનાં યૌવનની લાલી, અકબરનાં મસ્તાના દિવસોની એ અનોખી માદકતા આજે પણ -આં છિન્ન ભિન્ન ખંડેરોમાં નજરે પડે છે. અનંતયૌવના રાજ્યશ્રીએ આ નગરીને અભિષેક કર્યો હતો. એથી જ આજે પણ યૌવનની લાલીએ, સ્વપ્નની એ માદકતાએ આ પત્થરોનો સાથ નથી છોડયો. મોગલ સામ્રાજ્યનાં શરૂ શરૂના દિવસોનું એ મદમાતું યૌવન સમયની સાથે નાશ પામ્યું છે, છતાં આજે પણ એ રક્તવર્ણ મહેલોને જોઇને એ યુવાનીનાં દિવસો યાદ આવી જાય છે. મોગલ સામ્રાજ્યનો યૌવનમદ જેમ જેમ ઉતરતો ગયો તેમ તેમ લાલીને સ્થાને પ્રૌઢતા સૂચક ઉજ્જ્વળ આભારૂપ શ્વેતતાનું જોર વધતું ગયું. મોગલ સામ્રાજ્યની પ્રૌઢતાનાં—એની નજીક આવતી વૃદ્ધાવસ્થાના દ્યોતક એ શ્વેત કેશ પ્રથમ પહેલાં દેખાયા શાહજહાનાં શાસનકાળમાં દિલ્હીનાં કિલ્લાનાં એ શ્વેત મહાલયો, આગ્રાનું એ વિખ્યાત ઉજ્જ્વળ મોતી, અને એનોજ એ અજોડ તાજ. મોગલ સામ્રાજ્યની ઉછળતી યુવાનીમાં જ દેખાયેલા એ થોડાક શ્વેત કેશ છે.

પાણીની જેમ લક્ષ્મી વહી. શ્રીનું સિંચન થતાં એ કઠોર નીરસ અફળ ભૂમિમાં પણ અંકુરો ફૂટયાં. એ વેરાન પરિત્યકતા પહાડિઓ પણ હવે સ-ર-સ બની, એનું પાષાણી હૈયું પણ પીગળી ઊઠયું. રાજ્યશ્રીની જાદૂઈ લાકડી ફરી અને એ ઉજ્જડ પહાડિયોમાં ધીમે ધીમે રળિયામણા લાલ લાલ મહાલયોનું એક ઉદ્યાન નજરે પડવા લાગ્યું

અને એ ઉદ્યાનમાં એક સુંદર સુગંધિત શ્વેત પુષ્પ ખીલ્યું.

આ રીતે એ સ્વચ્છંદી યુવાન સમ્રાટે ઉન્મત્ત બનીને પોતાની કામનાઓ અને આકાંક્ષાઓને ઉદ્દામ કરી મૂકી. એની વિલાસ-વાસના ઉઘાડી હાસ્ય-લીલા બનવા લાગી. પોતાનાં સુખ-સ્વપ્નને સાચું કરી દેખાડવા એણે કંઇયે બાકી ન રાખ્યું, અને એ રીતે દુનિયાને અને ખાસ કરીને ભારતને કળાનું એક એવું અજોડ દૃશ્ય એણે દેખાડ્યું; જેની ભગ્નાવશેષ સ્મૃતિઓને જોતાં દુનિયા આજે પણ ધરાતી નથી.

* * * *

એ સ્વપ્ન હતું. અને એ સ્વપ્નમાંજ એ સ્વપ્નલોક સર્જાયો હતો. સ્વપ્નના અંત સાથે જ એ સ્વપ્નલોક પણ પતન પામ્યો છતાં આજે પણ એ સ્વપ્નનાં, એ સ્વપ્નલોકનાં થોડાંક સંભારણાં શેષ રહ્યાં છે. ચાલો ! આવો ! નજર સામેથી વર્તમાનને દૂર કરનારી વિસ્મૃતિ-મદિરાના જામ ભરીએ. અને એનું પાન કરીને થોડીવાર માટે એ ભગ્નાવશેષોમાં ફરતાં ફરતાં એ સ્વપ્નસૃષ્ટિમાં વિચરીએ. કલ્પનાનાં એ સોનેરી ઘોડલા પર સવાર થઇ આપણે ઊડીશું એ લોકમાં, જ્યાં એકવાર ખુદ અકબર વિચરતો હતો.

ચાલો; સહેલ કરી આવીએ એ લોકની; જ્યાં રાજમદનાં થોડાંક છલકાયા બિન્દુઓએ સુંદર સ્વરૂપ ધારણ કર્યું છે; જ્યાં સહુ પ્રથમ મોગલ સામ્રાજ્યનું યૌવન ફૂટ્યું, અને જ્યાં મોગલ સામ્રાજ્ય અને મુસ્લિમ સભ્યતા ભારતીય સભ્યતા ઉપર વિજય મેળવવા મથ્યાં. આ એજ લોક છે. જ્યાં એક વિસ્તરતા સામ્રાજ્ય અને એનાં નવયુવાન સમ્રાટની કામનાઓ તૃપ્ત કરવા માટે રાજ્યશ્રી ગર્વિત હતી. અહીં જ અકબરના હૃદયની વિશાળતા પર મુગ્ધ થઇને સમસ્ત ભારતે એકવાર એનાં ચરણોમાં શ્રદ્ધાંજલિ અર્પણ કરી હતી. ને અકબરે એને સપ્રેમ વિનીત ભાવે સ્વીકારી હતી, અને ભારતીય સભ્યતાના ચાહક એવા આભૂષણોથી આ નવી જન્મેલી નગરીને શણગારી હતી.

હૃદય ઉપર પત્થર મૂકી, એની વર્તમાન દશાને વિસરીને હવે ચાલો એ લોકમાં–એ કાળમાં જ્યારે એ નગરીને શણગારવામાં, એને સુશોભિત બનાવવા પાછળ જ ખુદ ભારત–સમ્રાટ અકબર રત રહેતો હતો; જેને શણગારવામાં એણે પોતાને બધીયે શક્તિ, બુદ્ધિ, અને કળા–કૌશલ્યતા અને લક્ષ્મી છૂટે હાથે વાપરી નાખી, એ નગરીનાં જન્મથી જ દુનિયા આખી એનાં પર મુગ્ધ બની ગઇ, અને એ સુંદર નગરીને ભેટ ધરવા સહુએ પોતપોતાની ઉત્તમોત્તમ વસ્તુઓ લઇને દોટ દીધી. અને એ નગરીમાં ચારે બાજુ નિહાળતા ફરીએ છીએ ત્યારે એ પંદર વર્ષના જાડા–પાતળા ઇતિહાસનો, એ યુગની મહાન મહાન વ્યક્તિઓનો થોડો ઘણો ખ્યાલ મળી રહે છે. રાજમદ અકબર ઉપર સવાર થયો હતો, સ્વપ્નલોકમાં એ વિચરતો હતો, છતાં પોતાનાં સાથીઓને એ ભૂલ્યો નહોતો. ઐશ્વર્ય અને વિલાસના સાગરમાં ગોથાં ખાવા એ કૂદી પડયો, અને સાથોસાથ પોતાનાં મિત્રોને પણ એમાં ખેંચતો ગયો. સીક્રી માત્ર અકબરનુંજ નહિં પરંતુ એ વેળાના સમગ્ર ભારતનું સંભારણું છે.

દુનિયાનું સહુથી મોટું વિજય દ્વાર, એ બુલંદ દરવાજો છાતી કાઢીને દક્ષિણ તરફ જોઈ રહ્યો છે. એણે એ મોગલ યોદ્ધાઓને જોયાં હશે જે મોગલ સામ્રાજ્યનાં વિસ્તાર માટે સર્વ પ્રથમ દક્ષિણ તરફ આગળ વધ્યાં હતાં. વિદ્રોહી ઔરંગઝેબની આગળ ધસતી સેનાને એણે જોઇ હશે, અને પાસેજ પરાજિત દારાનાં સ્વરૂપમાં અકબરનાં આદર્શોનું પતન પણ એણે જોયું હશે. અંતિમ મોગલોનાં સૈન્યો પણ એની સામે થઇનેજ પસાર થયા હશેજ, એ સૈન્યો જેમાં વેશ્યાઓ, નર્તકીઓ અને સ્રીઓ પણ રણભૂમિમાં–યુદ્ધક્ષેત્રમાં જતી હતી, ને સમરભૂમિને વિલાસભૂમિમાં પરિણિત કરી મૂકતી હતી. જો આજે આ દરવાજાને વાચા ફૂટે, પોતાનાં સંસ્મરણો એ કહેવા માંડે તો ભારતનાં ન જાણે કેટલાયે અપ્રગટ–અજ્ઞાત ઇતિહાસનો પત્તો લાગી જાય, અને ન જાણે કેટલીયે ઐતિહાસિક ત્રુટિઓ દૂર કરી શકાય.

આ એક વિજયદ્વાર છે. ખાનદેશ જીત્યા એનું એ વિજય સ્મારક છે. પણ ખરું જોઇએ તો આ દરવાજો અકબરે ભારતીય સભ્યતા ઉપર મેળવેલ વિજયનું જ એક મહાન સ્મારક છે. એ દરવાજાની વિશાળતામાં અકબરે પોતાનાં હૃદયની વિશાળતા વ્યક્ત કરી છે.

" આ સંસાર એક પૂલ છે. એનાં પરથી પસાર થઇ જાવ, પરંતુ એની ઉપર ઘર બાંધવાનો વિચાર મનમાં ન લાવશો. જે અહીં એક કલાક પણ રહેવાનું મન કરશે એ સદાને માટે અહીંજ રહેવા અધિર થઇ ઊઠશે. સાંસારિક જીવન તો એક પળભરનું જ છે. એને ઇશ્વરસ્મરણ તથા ભગવદ્‌ભક્તિમાં ગાળો; ઇશ્વરોપાસના વિના બીજું બધુંયે વ્યર્થ છે. બીજું બધું યે અસાર છે."

સાંસારિક જીવનની અસારતા વિષેની આ લીટીઓને એક વિજય-દ્વાર ઉપર અંકિત થયેલી જોતાં કુતૂહલ થાય છે. અકબર નીકળ્યો હતો માનવ જીવનનું રહસ્ય શોધી કાઢવા, તથા બે તદ્દન વિભિન્ન સભ્યતાઓને એક કરવા, પણ ખરી વસ્તુ સુધી એ પહોંચી ન શકયો. ઝાંઝવાનાં જળની જેમ એ એને શોધતો જ રહ્યો અને આખર સુધી એનો પત્તો ન લાગ્યો. ભોળાં નિર્દોષ બાળકની જેમ હાથ પસારીને એણે અજાણપણે જ કંઇક ઉપાડી લીધું; ને એણે માન્યું કે એને એ રહસ્યનો ભેદ હાથ લાગી ગયો છે, એ ઇષ્ટ વસ્તુ એને સાંપડી ગઇ છે; પણ જેને એ રત્ન સમજી બેઠો હતો એ હકીકતમાં તો એક અદના-મામુલી કાચનો ટુકડો હતો. જીવન આખું અકબર એમજ માનતો રહ્યો કે એને ઇચ્છીત રત્ન મળી ગયું છે અને એજ વિચારે એ આનન્દિત રહેતો હતો.

જીવન આખું યે ભારતીય તથા મુસ્લિમ સભ્યતાના સંમિશ્રણનું સ્વપ્ન જોતો રહ્યો. એ એક સુખદ્ સ્વપ્ન હતું. એથી જ જ્યારે એનાં એ માનવ-જીવન-સ્વપ્નનો અંત આવ્યો ત્યારે સભ્યતાનાં એ

સ્વપ્નમય વિજયનો પણ અંત આવ્યો અને એ સંમિશ્રણ માત્ર એક સ્વપ્ન–વાર્તા, ડોશીમાની વાર્તા બની ગયું. બુલંદ દરવાજો એ સુખદ સ્વપ્નનું એક સંભારણું છે; અને એ કારણે એને વિજય–દ્વાર ન કહેતાં "સ્વપ્ન–સ્મારક" કહેવું વધુ યોગ્ય કહેવાશે.

એ દરવાજામાં થઇને, એ સ્વપ્નને યાદ કરતાં કરતાં આપણે એક આંગણામાં આવી પહોંચીએ છીએ; સામે જ નજરે પડે છે એક સુંદર શ્વેત કબર. આ તે સાધુની સમાધિ છે, જેણે પોતાનું સંચિત પુણ્ય આપી મોગલકુળને આરંભમાંથી જ નિર્મૂળ થતું બચાવ્યું હતું. એની સુંદરતા માટે કળાની દૃષ્ટિએ એ એક અનુપમ અને અદ્વિતીય કૃતિ છે. સમસ્ત ઉત્તર ભારતનાં વિધ વિધ ધર્માનુયાયી હિન્દુ–મુસલમાન વગેરે પ્રતિ વર્ષ આ કબરનાં આકર્ષણે અહીં ખેંચાઈ આવે છે. તેઓ આમ વિચારે છે કે જે માણસે જીવતો જીવત અકબરને પણ ભીખ આપી, એનો આત્મા સ્વર્ગમાં બેઠો બેઠો એમની નાનકડી ઇચ્છા પણ શું પૂરી નહિ પાડે?

* * * *

અને બરાબર એની સામે જ છે એ મસજીદ, જે જો કે પૂરેપૂરી મુસ્લિમ ઢબની છે અને સુંદરતા માટે પણ ખાસ બહુ પ્રખ્યાત નથી, છતાં યે એક એવી વિશેષતા માટે એ વિખ્યાત છે જે બીજે ક્યાંય નથી. એ મસજીદે એક ભારતીય મુસલમાન સમ્રાટને ઉપદેશકના સ્થાને ઊભો રહીને પ્રાર્થના કરતો જોયો હતો. ભારતીય મુસ્લિમ સામ્રાજ્યનાં ઇતિહાસમાં એ એક અજોડ ઘટના હતી, અને એ ઘટના આ મસજીદમાંજ બની હતી.

અકબરને વિચાર આવ્યો કે ઇસ્લામ ધર્મની અસહિષ્ણુતા ભૂસી નાંખું, એની કઠોરતાને ભારતીય સહિષ્ણુતાની સહાયથી ઓછી કરી નાંખું. શા માટે હું એ આદિ ખલિફાઓની જેમ ધર્માધિકારીનાં ઉચ્ચાસને ઊભો રહી સાચા માનવ–ધર્મનો પ્રચાર ન કરું? એનાં

આ વિચારને એના મિત્રો અબુલ ફઝલ અને ફૈઝીએ આવકાર્યો અને એ દિવસે—જ્યારે પૂરેપૂરી તૈયારીઓ થઇ ગઇ ત્યારે પૂરા ઉત્સાહસહ એ ઉચ્ચાસને ચડી અકબર પ્રાર્થના કરવા લાગ્યાઃ—

"એ જગત્-પિતાએ મને સામ્રાજ્ય આપ્યું છે. એણે મને બુદ્ધિશાળી, વીર અને સામર્થ્યવાન બનાવ્યો છે, એણે મને દયા અને ધર્મનો પંથ સુઝાડયો છે. મારા હ્રદયમાં સત્ય માટે પ્રેમનો સાગર હિલોળા લઇ રહ્યો છે. કોઇ પણ માનવ—જીભ એ પરમ પિતાનાં સ્વરૂપ, ગુણ આદિનું પૂરેપૂરૂં વર્ણન કરવા સમર્થ નથી. અલ્લાહો અકબર ! ઇશ્વર મહાન છે."

પરંતુ......આહ ! પોતાની સન્મુખ, પોતાનાં ચરણોમાં હજારો પુરુષોને એકી સાથે એ પરમપિતાની ઉપાસનામાં રત, નત મસ્તક થતાં જોઇને અકબર સ્તબ્ધ બની ગયો. પોતાનાં એ નવાં પદની મહત્તા અનુભવી એ અવાકજ થઇ ગયો. એનું ગળું ભરાઇ આવ્યું. આંખો છલ છલ છલકાઇ ઊઠી. આવેશને અંગે વસ્ત્રમાં મોં છુપાઇ એ નીચે ઉતરી ગયો. એનાં અધૂરા સંદેશને કાજીએ પૂરો કર્યો. અકબરે એક સ્વપ્ન જોયું હતું, જેમાં એ પોતે એક મહાત્મા—નવીન ધર્મપ્રચારકની જેમ ઊભો રહી ઉપદેશ આપતો હતો અને એની સમસ્ત પ્રજા સ્તબ્ધ ઊભી એક ચિત્તે એનો સંદેશ ઝીલતી હતી. પરંતુ જીવનની વાસ્તવિકતા સાથે અથડાઇને એનું એ સ્વપ્ન ભાંગી પડયું. એને પહેલી જ વાર ભાન થયું કે એ સ્વપ્ન-પ્રદેશ પાર્થિવ જગતથી દૂરનું એક એવું સ્થળ છે, જ્યાં માનવી પોતાની ઇચ્છાઓ અને આકાંક્ષાઓ સાથે સ્વચ્છંદતા-પૂર્વક ખેલી શકે છે, છતાં એ ઇચ્છાઓને આ પાર્થિવ જગતમાં જરાયે સ્થાન નથી.

પાર્થિવ સંસારને સ્વપ્ન-સંસારમાં પરિણમાવવો ઝાંઝવાના જળનું પાન કરવા જેવી દુરાશા સમાન છે. જે એને સાધવા પ્રયત્ન

કરે છે તે આ સંસારમાં ઉન્મત્ત યા ચક્રમ-પાગલ કહેવાય છે આ પાર્થિવ સંસારમાં આવીને એ સ્વપ્નલોક સાંસારિક જીવનનાં ભીષણ ઝાપટાઓ સહી ન શકતાં ચૂરેચૂરા થઇ જાય છે. અને માનવીનું નાનું એવું હૃદય એ ભગ્નાવશેષો ઉપર રડે છે, અને એજ દુઃખથી ભાંગીને ટુકડે ટુકડા થઇ જાય છે. સંભવ છે કે માનવી પોતાને માટે એક નવું સ્વપ્ન-જગત સરજી શકે, પરંતુ નવું હૃદય એને ક્યાંથી મળશે જેને પ્રાપ્ત કરીને એ પોતાના ભગ્ન હૃદયને ભૂલી શકે, જૂનાં ઘા ને રૂઝાવી શકે, અને પછી એ નવા સ્વપ્નલોકમાં સુખેથી વિચરી શકે. ખંડિત હૃદયને સમેટી, પોતાનાં ભગ્ન સ્વપ્નસંસારની સ્મૃતિઓનો બોજો વહેતાં નવીન સ્વપ્નલોકમાં વિહરવું એ એક અસંભવિત વાત છે.

*  *  *  *

અને આ છે એ અકબરનો દિવાને-ખાસ બહારથી તો એ માળનું એક સાધારણ મકાન જ લાગે છે. પરંતુ હકીકતમાં એ ભારતીય કળાનો એક અદ્ભૂત નમૂનો છે. એક જ સ્તંભ ઉપર એ આખો ઉપલો માળ ઊભો છે. એ ઈમારતને ઊભી કરવામાં ભારતીય કારીગરોએ ઘણું બુદ્ધિ-કૌશલ્ય દાખવ્યું હશે. અકબરના વખતમાં આ મકાન શા ઉપયોગમાં આવતું હશે ? એ વિષે ઇતિહાસકારોમાં મતભેદ છે કે અહીં ધાર્મિક વાદવિવાદ થયો હતો કે નહિ. કેટલાક કહે છે કે આ મહાન સ્તંભ ઉપર બેસીને અકબર વિભિન્ન ધર્માનુયાયીઓને સાંભળતો હતો, અને વિધ વિધ ધર્માનુયાયીઓ નીચે ચારે બાજુએ બેઠા બેઠા એક પછી એક પોત-પોતાના ધર્મનું રહસ્ય સમજાવતા હતા.

અકબરનું મગજ વિશ્વ-બંધુત્વ તથા માનવ-ભ્રાતૃત્વના વિચારોનો બનેલો હતું. વિધવિધ ધર્મોનો ભીષણ સંગ્રામ જોઈ એનાં એ વિચારોને ભયંકર ધક્કો લાગતો. સખત આઘાત પહોંચતો. સર્વ ધર્મોનાં થોડાંક એવા મૂળતત્વોને ભેગાં કરી એ એક એવો મત પ્રસરાવવા ઇચ્છતો હતો,

જેમાં કોઇ પણ જાતની વિષમતા કે ધાર્મિક સંકીર્ણતા ન હોય. એ જ ઉદ્દેશની પૂર્તિ માટે એ વિવિધ ધર્માવલમ્બીઓનાં વિચારો સાંભળતો હતો. એ મહાન સ્તંભ ઉપર બેઠેલો અકબર આખરે એક પૂર્ણ સત્યને પામ્યો અને તે એ મહાન સ્તંભની જેમજ "ઇશ્વર એક જ છે" તે આ એક સત્ય ઉપરજ એણે દીન-એ-ઇલાહીનું મહાન ભવન સર્જ્યું. જેમ એ સ્તંભ ઉપર વધતો જાય છે તેમ તેમ એનો પરિધિ વધતો જાય છે. અને એકદમ ઉપર પહોંચતા એ એક એવા સ્થાનમાં ફેરવાઇ જાય છે કે જ્યાં સર્વ ધર્મોનાં અનુયાયીઓ સમાન સપાટી ઉપર સરખી સ્થિતિમાં ભાઈ-ભાઈની જેમ રહી શકે મળી શકે. એ મહાન ધર્મ દીન-એ-ઇલાહીમાં-જઇ પહોંચવા માટે અકબરે ચાર મુખ્ય માર્ગ બનાવેલા, જે હિંદુ, મુસલમાન, બૌદ્ધ અને ઇસાઇઓને વિશ્વ-બંધુત્વની એ વિશદ પરિધિમાં સીધા લઈ જઈ શકે.

આ દીવાને-ખાસ એક દૃષ્ટિએ અકબરનાં એ દીન-એ-ઇલાહીનું મૂર્તિમાન સ્વરૂપ છે. બાહ્ય દૃષ્ટિએ એ એક સાધારણ મકાન જણાય છે, પરંતુ ધ્યાનપૂર્વક જોઇએ તો એ પોતાની જાતનું એક અનોખું જ ભવન છે. છે. આ ભવનમાં જ દીન-એ-ઇલાહીનો પ્રારંભ થયો હતો; અને એ ભવનની જેમ જ જગ-બાંધવતાની-વિશ્વ-બંધુત્વની મહાન ભાવના તરફ જગત વિસ્મય દૃષ્ટિએ જુએ છે, છતાંયે એક અવ્યવહારિક આદર્શ માની એને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન એ નથી કરતું. દીન-એ-ઇલાહીની જેમજ આ ભવન પણ એક પરિત્યક્ત, ઉપેક્ષીત છતાં એક સંપૂર્ણ આદર્શ છે.

સીકરીનાં ખંડેરો વિશ્વ-બંધુત્વ તથા માનવ ભ્રાતૃત્વનાં એ તાજા જ જન્મેલા આદર્શ શિશુની સ્મશાન-ભૂમિ છે. મધ્યયુગમાં ભારતે એને ગળું દાબીને ગુંગળાવી મારી નાખ્યું અને ત્યાંજ દફનાવી દીધું. પોતાનાં પ્રિય બાળકના મૃત્યુ ઉપર માતા જગત-શાન્તિ હાહાકાર કરે છે, અને રાત્રે જ્યારે દુનિયા આખી શાન્તિપૂર્વક સુઇ

જાય છે, ને દૂર-સુદૂર આકાશમાંથી તારકગણો આ દુઃખી જગતને નિહાળે છે તથા એની આ દશા ઉપર મૂક રૂદન કરે છે, ત્યારે આજે પણ એ ખંડેરોમાં એ દુખિયારી માતાના સિસકાર સંભળાય છે. ખિયારી માતા જગત-શાન્તિ નિસાસા નાંખતી પડી રહે છે. પ્રિય સંતાનની કબર ઉપર થોડા આંસુ પાડીને રહી જાય છે. પરંતુ..... દુનિયા તો પોતાનામાંજ મસ્ત રહે છે. કોણ સહાનુભૂતિ દર્શાવે એ દુઃખીયારી માતાના દુઃખ માટે ! એ નિર્દોષ ગલરૂ બાળકનાં અકાળ અવસાન માટે શોક પ્રદર્શીત કરવાની તકલીફ કોણ લે ? કરૂણા .....કરૂણા, દુનિયાએ તો એને રાજ્યશ્રીની ઉન્મત્ત લાલીમાં, એને માટે બલિદાન આપવામાં આવેલા પુરૂષોના ઉના-ખદખદતા રૂધિરમાં ડુબાડી દીધી છે.

*          *          *          *

દિવાને ખાસની પાસેજ એ ચોરસ ચબૂતરો છે, જ્યાં બાદશાહ પોતાની બેગમો તથા ખાસ મિત્રો સાથે જીવંત સોગઠીઓથી ચોપાટ રમતો. પ્રત્યેક સોગઠીને સ્થાને એક એક સુંદર નવયુવતી દાસી ઉભી રહેતી. પુર્ણિમાની રાત્રે જ્યારે દુનિયા આખાયે ઉપર શીતળ ચાંદની પ્રસરી રહેતી હશે, ત્યારે ત્યાં બેસીને આવી-જીવંત સોગઠીઓ દ્વારા રમાતી રમત કેટલી માદક બનતી હશે ? રાજમદની મસ્તી, મદિરાની માદકતા ને વધુમાં આ દૃષ્ય...ઓહ ! કલ્પના પણ નથી આવી શકતી એ રમતના આનંદની અને સ્થળના માદક મસ્તીભર્યા વાતાવરણની, અકબરના મદમાતા મગજની એ એક-અનેરી શોધ હતી. આજ સુધીમાં જેટલું વાંચ્યું, સાંભળ્યું, જાણ્યું છે તે પરથી કહી શકાય કે જગત સમસ્તના ઇતિહાસમાં એક અકબર સિવાય અન્ય કોઇ પણ આમ જીવંત સોગઠાથી ચોપાટ રમ્યું નથી.

એમ તો પ્રત્યેક શાસક એની પ્રજાનાં જીવન, એની સ્વાધીનતા અને એનાં સમસ્ત કાર્યો સાથે રમત રમ્યા જ કરે છે, કોઈ એકાદો શાસક જ એવો હશે કે જે એની આજ્ઞાઓ પાળવા જતાં શાસિતો

ઉપર કેવા વીતક વીતે છે એ જાણતો હશે. જે શાસકોએ જીવનમાં કદીયે, કયારે યે આજ્ઞાપાલન જેવી વસ્તુ જાણી જ નથી, શૈશવથી જ જેઓ માનવ–જીવન સાથે રમત રમતા આવ્યા છે; એમને માનવજીવન માત્ર આમોદ–પ્રમોદની જ વસ્તુ છે. તેઓ અન્ય માનવીઓનાં જીવન સાથે ધરાઈ ધરાઈને ખેલે છે, પણ એ બિચારાઓને એની ખબર જ નથી હોતી કે એમની રમત શાસિતો માટે કેટલી ભયંકર હોય છે.

પરંતુ અકબરની આ રમત એટલીજ અહિંસક હતી, જેટલી સ્વપ્નમાંની લડાઇઓ હોય છે. જગત માટે તો એ એક સ્વપ્નજ હતું થોડાક જ વર્ષો સુધી, અને એમાં પણ ગણી ગાંઠી વાર જ દુનિયાએ એ દૃષ્ય દીઠું હતું. એ રમત અતીતની એક સ્મૃતિ–સંભારણું બની ગઈ. અકબરનાં સ્વપ્નલોકનું એ એક અનુપમ દૃષ્ય હતું. સ્વપ્નસૃષ્ટિની રંગભૂમિ પર ભજવાતા નાટકનું એ એક વિશિષ્ટ વસ્તુ હતું. અકબરના રંગરાગના અનેક અંગોમાંનું એ એક અજોડ મનોરંજક અંગ હતું.

* * * *

અને આ સ્વપ્નલોકમાં એક સ્થળ એ પણ છે, જ્યાં અકબર પોતાની બધીયે શ્રેષ્ઠતા, અને બધીયે ડહાપણને ભૂલીને થોડીવાર માટે આંખમીંચામણાં રમતો. "એન ઘેન દાઈનો ઘોડો"ની રમત રમવા લાગતો. એનાં વક્ષ–સ્થળમાંયે એક નાનું એવું હૃદય ધબકતું હતું. પોતાનાં મહાન ઉચ્ચપદની મહત્તાનો ભાર નિરંતર વહેતાં વહેતાં કેટલીયેવાર એ શિથીલતા અનુભવતો. આઠે પહોર સમ્રાટ રહીને, માનવ–જીવનથી દૂર ગૌરવ અને ઉચ્ચપદના વેરાન મરુ પ્રદેશમાં પડયો એ તરફડતો હતો. એ કૃત્રિમ બંધનોથી એનું હૃદય જકડાયેલું ફફડતું હતું.

જ્યારે એનાં એ નાનાં એવાં હૃદયમાં વિદ્રોહ–અગ્નિ સળગી ઉઠતો ત્યારે થોડીવાર માટે પોતાનાં પદની મહત્તા અને ગૌરવને બાજુએ મૂકીને એ સમ્રાટ અકબર પણ બાળકોનાં એ સુખ–ભરપૂર

નિર્દોષ, નિર્મળ જગતમાં નીકળી પડતો, જ્યાં માનવી માત્ર, એ રાજા હોય યા રંક એક સમાન છે. સહુ સાથેજ નાચે કૂદે છે. બાળકો સાથે રમીને અકબર માનવજીવનની કઠોર વાસ્તવિકતા સામે આંખ–મિંચામણાં કરતો એને સ્વપ્નલોકમાં ય રમત સૂઝી. આમ બાળકો સાથે એમની અનોખી દુનિયામાં વિચરીને અકબર એ જીવન રસ પીતો; જેના વિના સામ્રાજ્યનાં જબ્બર ભારે દબાઈને એ ક્યારનોયે આ દુનિયામાંથી વિદાય થઈ ગયો હોત.

× × × ×

સ્વપ્નસંસારનું ખરું સ્વપ્નાગાર–એ ખ્વાબગાહ. એક અનોખું સ્થળ છે. સ્વપ્નલોકમાં રહેતા હોવા છતાંયે અકબરની એ સ્વપ્નો જોવાની એકવારની પડી ગયેલી લત ન છૂટી. કલ્પનાલોકમાં વિહરવા તથા સ્વપ્નો જોવાની પડેલી ટેવ કોઈની યે કદી ટળી છે. ખરી ? આ તો એ મદિરા છે જેનો પ્યાલો એકવાર હોઠને સ્પર્શ્યા પછી કદીયે અળગો નથી થઈ શકતો, કદીયે ખાલી નથી રહેતો. સ્વપ્નલોકમાં પડ્યો પડ્યો અકબર વાસ્તવજીવનનું સ્વપ્ન નિહાળતો હતો. આ લોકમાં એ મસ્ત પડ્યો હતો, છતાં એ સમ્રાટ હતો. વાસ્તવજીવનને એ કેમ ભૂલી શકે ભલા ? પાર્થિવ જગતનાં આ કામકાજમાં એને સતત મંડયાજ રહેવું પડતું. ઐશ્વર્ય અને વિલાસિતાના મહાસાગરમાં ગરક રહ્યા છતાંયે એને એક વિશાળ સામ્રાજ્ય ઉપર શાસન કરવું પડતું. સામ્રાજ્ય ઉપર શાસન કરવું અને વિસ્મૃતિ–મદિરાનું પાન કરી ઐશ્વર્યસાગરમાં ડૂબકીઓ મારવી એ બે પરસ્પર વિરોધી વાત છે. તેથી જ્યારે એણે પ્રેમ–મહોદધિમાં ડૂબકી મારી થોડા સમય માટે વિસ્મૃતિલોકમાં ફરી આવવા ઈચ્છયું, ત્યારે એણે સાંસારિક વાતોને અને સામ્રાજ્ય સંચાલનનાં કાર્યને પણ એક સ્વપ્ન જ માનેલું. સ્વપ્નલોકનાં સ્વપ્નાગારમાં પડ્યો પડ્યો એ સામ્રાજ્ય સંચાલનનું સ્વપ્ન જોયા કરતો હતો. રાજકાજ સંભાળતાં સંભાળતાં

પણ સુખ-ભોગનો મદ ઉતરી ન જાય એ માટે એણે આ સ્વપ્નાગાર સર્જ્યો હતો.

*    *    *    *

સીકરીનું સીકર સૂકાઈ ગયું, અને એની સાથોસાથ મુસ્લિમ સામ્રાજ્યનું એ વિશાળ વૃક્ષ પણ અંદરોઅંદરથી ખોખરું થવા લાગ્યું. કરોડો પીડીતોનાં ઉનાં ઉનાં ખદખદતાં આંસુથી સિંચાઇને એ વિશાળ વૃક્ષનાં મૂળીયાં ઢીલાં પડી ગયા હતા. એથી જ્યારે અરાજકતા, વિદ્રોહ તથા આક્રમણની ભીષણ આંધીઓ ઉપડવા લાગી, યુધ્ધની ચમક ચમક થતી ચપળા ચમકી, ને પરાજયરૂપી વજ્રપાત થવા લાગ્યા ત્યારે તો આ સામ્રાજ્ય રૂપી વૃક્ષ ઉખડીને તૂટી પડ્યું, ટુકડે ટુકડા થઇને વેર-વિખેર થઇ ગયું. અને એનાં અવશેષ, વિલાસ અને ઐશ્વર્યનું એ ભવ્ય ઇંધન, અસહાયોનાં નિશ્વાસો તથા શહીદોનાં ભીષણ ફૂંફાડાઓથી બળીને ખાખ થઇ ગયું. જ્યાં એક સુંદર વૃક્ષ ઉભું હતું. જે ચીજ દુનિયામાં એક અનુપમ વસ્તુ હતી, ત્યાં થોડીજ શતાબ્દિઓ પછી રહી ગયા માત્ર ઊંડા ઊંડા ખાડા, એ વૃક્ષનો થોડોક બળ્યો જળ્યો અહીં-તહીં વિખરાયેલો ભાગ, તથા એ વિશાળ વૃક્ષની એક મુઠ્ઠીભર ભસ્મ. સીકરીનાં ખંડેરોએ જ ભસ્મની ભભૂત ચોળતાં ઊભાં છે.

*    *    *

બધુંયે સ્વપ્ન જ હતું......જોતજોતામાં એ વિલીન થઈ ગયું બે આંખોનુંજ તો એ બધું કળા-કૌશલ્ય હતું. પ્રથમ તો એકાએક ઓંકો આવ્યો. અકબર ઉંઘમાંથી ચોંકીને જાગી ઉઠયો. સ્વપ્નલોકને છોડી એ આ પાર્થિવ સૃષ્ટિમાં પાછો ફર્યો. સ્વપ્ન ભાંગી પડ્યું. અને સાથે સાથ સ્વપ્નલોકપણ વેરાન બન્યો......અને ત્યારે રહી ગયા માત્ર એનાં શેષ સંભારણાં. પણ બે આંખો... ...અકબરની જ એ આંખો એવી હતી, જેણે આ આખુએ સ્વપ્ન જોયું હતું. જેમની સમક્ષ આ આખુંયે નાટક સ્વપ્ન-નાટક ભલે ને ટૂંક સમય માટે જ એક

સુંદર મનોહર નાટક ભજવાયું હતું,...... જેમાં અકબર પોતે જ એક પાત્ર હતો, સ્વપ્નલોકની રંગભૂમિ પર પોતાનો અભિનય એ પૂરી શાનથી કરતો હતો. એ બે આંખો ઢળતાંજ–મિંચતા જ એ સ્વપ્નનાં રહ્યાં–સહ્યાં સ્મરણો પણ લુપ્ત થઇ ગયા. એક સમયે જે સત્ય ઘટના હતી, પછી જે માત્ર સ્વપ્ન જ રહ્યું હતું; આજે એનું કંઇ યે શેષ અવશેષ રહ્યું નથી. જો કંઇ પણ બચ્યું હોય તો તે માત્ર એ સુમસામ ભગ્ન રંગભૂમિ જ્યાં એ દિવ્ય સ્વપ્ન આવ્યું હતું જ્યાં જીવનનું અદ્ભુત રૂપક ખેલાયું હતું, જ્યાં ટૂંક સમય માટે દુનિયા આખીને ભૂલીને અકબર ઐશ્વર્ય–સાગરમાં ડુબકીઓ મારવા કૂદી પડ્યો હતો. જ્યાં અકબરના મદમાતા યૌવનની અક્ષય કામનાઓ અને ઉદ્દીપ્ત વાસનાઓએ નગ્ન નૃત્ય કર્યું હતું; અને જ્યાં એ મહાન ભારત–વિજયી સમ્રાટ પોતાની મહત્તાને વિસરી જઇ, પોતાના ગૌરવને અભરાઇએ ચડાવીને એક સામાન્ય માનવી બની જતો હતો. રમત ગમત કરતો. શિશુની જેમ નાચતો, કુદતો, જીવન સાથે આંખ મિંચામણું કરતો અને અમરત્વનાં સોણલાં જોતો હતો. સીકરી જ એ સ્થળ છે. જેને જોતાં મનમાં લાગે છે કે માનવી ભલે ગમે તેટલો યે મહાન હોય પરંતુ એની છાતીમાં નાનાં એવા એક બાળક જેવું કોમળ લાગણીવંતુ હૃદય ધબકે છે. એ દિલમાં પણ અનેકવાર વાસનાઓ અને આકાંક્ષાઓનાં ભીષણ સંગ્રામો ખેલાય છે. એવા પુરુષોને પણ માનવ સહજ દુઃખ, દર્દ, સાંસારિક કામનાઓ અને પાર્થિવ વાસનાઓ સતાવે છે.

× × × ×

એ સ્વપ્ન જ હતું. વધતા જતા વૈભવની સાથે કમળની જેમ આ નગરી વધી હતી. પરન્તુ એનો એ વૈભવ લુપ્ત થઇ ગયો. અકબર પાછો વળ્યો ભૂતકાળ તરફ. છતાં આજ પણ એ સૂકાયેલાં પંકજોનાં અવશેષ કાદવ–કીચડમાં ખૂંતેલાં ત્યાંજ પડયાં છે. પકપૂર્ણ પૃથ્વીનું હૃદય પણ પંકજોનું આ પતન જોઇને ભગ્ન થઇ ગયું. આંસુનાં પૂર ઉમટી પડ્યાં, પણ એ આંસુ યે તુરત જ સૂકાઇ ગયા;

એ જીવનથી સભર સરોવરનું તળીયું સૂકાઇને ટુકડે ટુકડા થઇ ગયું છે.

વૈભવ–વિહોણી સીકરીનાં એ સુંદર આશ્ચર્યજનક ખંડેરો માનવની વિલાસ_વાસના અને વૈભવ_લિપ્સાને જોઈને આજે પણ બીભત્સ અટ્ટહાસ કરે છે. પોતાની દશા જોઇને એને યાદ આવે છે એ કરોડો માનવી જેમના હૃદય અને જેમની ભાવનાઓને, શાસકો, શ્રીમંતો તથા વિલાસીઓની કામનાઓ પૂર્ણ કરવા માટે નિર્દયતાપૂર્વક કચડી નાંખવામાં આવી હતી. આજે પણ એ ભવ્ય ખંડેરોમાં એ પીડિતોનું રુદન સંભળાય છે. પોતાના ગૌરવપૂર્ણ ભૂતકાળને યાદ કરતાં એ નિર્જીવ પાષાણ પણ રડી ઊઠે છે. પોતાનાં એ બાળ–વૈધવ્યને યાદ કરી એ પરિત્યક્તા નગરી નિશ્વાસ મૂકે છે. વિલાસ–વાસના, અતૃપ્ત કામના તથા રાજ–મદનાં વિષથી ભરેલા એ નિશ્વાસ એટલા વિપાકન છે કે એને સહવા મુશ્કેલ છે. એ આહ–હાયની ગરમી તથા વિષથી મોગલ સામ્રાજ્ય ભસ્મીભૂત થઈ ગયું. પોતાની દુર્દશા પર ઢળેલા આંસુઓનાં એ તપ્ત પ્રવાહમાં રહ્યા–સહ્યા ભગ્નાવશેષો પણ તણાઇ ગયા.

\+ + +

જરા એક નજર તો કરો આ મૃત શરીર ઉપર. અકબરના એ ભગ્ન સ્વપ્ન–સંસારની એ સમસામ રંગભૂમિ ઉપર, અકબરનાં સ્વપ્નલોકનાં એ ખંડિત અવશેષો ઉપર ઐશ્વર્ય–વિલાસની અકબરની એ સૃષ્ટિને વેરાન થયે આજે શતાબ્દિઓ વીતી ગઇ, છતાં એની ઐશ્વર્ય–ઇચ્છા, વિલાસ–વાસના, વૈભવ–લિપ્સા અને કામના–કુંજનો એ મકબરો આજ પણ ખડો છે. સીકરીનાં એ ભવ્ય ખંડેરો માનવ–ઇચ્છાઓ, માનવ–સુખ–વાસનાઓ તથા અભિમાન–આકાંક્ષાઓની સ્મશાનભૂમિ છે. માનવીય અતૃપ્ત વાસનાઓનું એ કરુણ દૃશ્ય જોઈને આજે એ પાષાણ પણ ક્ષુબ્ધ બની ઊઠે છે; પોતાનાં

અકાળ પતન પર ખંડિત હૃદયની આહ આજે પણ એ ભગ્ન પ્રાસાદોમાંથી સન્......સન્..... કરતી બહાર નીકળે છે.

અકબ્બરે સ્વપ્નલોક સર્જ્યો, પણ પાર્થિવ જીવનની કઠોર થપાટો ખાઈ ખાઈને એ પડી ભાંગ્યો. પોતાનાં સર્જનની દુર્દશા, તથા પોતાની આશાઓ અને કામનાઓને નિષ્ઠુર સંસાર દ્વારા કચડાતી જોઈને એ રડી પડ્યો. એનું સજીવ કોમળ હૃદય ફાટીને ટુકડે ટુકડા થઈ ગયું. એ ટુકડા આખાયે ભગ્ન સ્વપ્નલોકમાં વિખરાયા, નિર્જીવ થઇ પથરાઈ ગયા. સીકરીનાં લાલ લાલ ખંડેરો અકબ્બરનાં એ વિશાળ હૃદયનાં રૂધિરથી રંગાયેલા ટુકડા છે. ટુકડે ટુકડા થઈને એ હૃદય નિર્જીવ બની ગયું. નિરંતર સંસારના ઘા સહેતાં સહેતાં એ પણ પાષાણ જેવું કઠોર બની ગયું. જે હૃદયે પોતાનું યૌવન જોયું, વૈભવપૂર્ણ દિવસો જોયાં, ઐશ્વર્યમાં જે આળોટતું હતું, સ્નેહ-સાગરમાં જે નહાતું હતું, રાજ્યશ્રીની ગોદમાં જેણે વરસો સુધી આરામ લીધો, મદથી પાગલ થઇ જે વરસો સુધી સ્વપ્ન-સંસારનાં એ સુંદર લોકમાં વિહર્યું, એજ હૃદય ભગ્ન, જીર્ણ-શીર્ણ નિષ્પ્રાણ બનીને શતાબ્દિઓથી ઊભું છે, શિયાળો, ઉનાળાને, ચોમાસાં અને હિમનો માર ખાતું ઊભું છે, ને છતાંયે ચૂપ છે.

× × × ×

શતાબ્દિઓ વીતી ગઇ અને આજ પણ સીકરીનાં એ સુંદર રંગીલાં ખંડેરો ઊભાં છે. એ નવજાત શિશુ નગરીએ માત્ર પંદર જ વર્ષ શૃંગાર કર્યો, અને પછી એનાં પ્રેમીએ એને તજી દીધી એણે એને એવી તો વિસારે પાડી દીધી કે કદી ભૂલ ભૂલમાં પણ પાછા વળીને મોં સરખું યે ન બતાવ્યું ઐશ્વર્ય અને વિલાસમાં જે જન્મી હતી, અનંતયૌવના રાજ્યશ્રીએ જેને પાળી પોષી હતી, એક મદમાતા યુવાન સમ્રાટે જેને શણગારવામાં પોતાનું સર્વસ્વ લુંટાવી દીધું હતું, અને જેની અનુપમા સુંદરતા એક મહાન સામ્રાજ્ય માટે અભિમાનનો વિષય હતી, એનાથી પોતાના પ્રેમી દ્વારા થતો પોતાનો આવો તિરસ્કાર

આવું ઘોર અપમાન ન સહેવાયું અકબરનાં જીવતો જીવત એણે વૈભવ ત્યજીને વિધવા વેશ ધારણ કરી લીધો હતો કંકણ ફગાવીને એણે કટારીને હૃદયે ચાંપી. અને અકબરનું અવસાન થતાં બધુંજ જાણે લુંટાઈ ગયું. હૃદય વિદિર્ણ થઇ ગયું. શોકને અંગે ફાટી પડયું, અંગ ક્ષત-વિક્ષત થઇ ગયું. આંખો નિશ્ચેતન થઈ ગઇ અને આત્મા અનંતમાં ઊડી ગયો. ભારતવિજેતા, મોગલ સામ્રાજ્યના નિર્માતા, મહાન અકબરની પ્યારી નગરીનું એ નિર્જીવ શરીર શતાબ્દિઓથી પડયું પડયું ધૂળ ધૂળ થઈ રહ્યું છે।

* * * *

સર્...સર્...કરતી હવા એક છેડાથી બીજા છેડા સુધી ચાલી જાય છે, અને આજે પણ એ નિર્જીવ સુમસામ નગરીમાં ડરતાં ડરતાં દબાયેલા ગુસપુસ સાદે કોઈ જાણે પૂછે છે કે "શું હજુયે એ મારી પાસે આવવા આતુર છે?" વરસો, શતાબ્દિઓથી એ એની વાટ જોઈ રહી છે. અને હવે...બાકી રહ્યું છે માત્ર એનું અસ્થિ-પિંજર. એ પથરાયેલી ચાંદનીમાં તારકગણો ટમટમતા હસતા એની સામે ઈશારા કરે છે......"શું સુંદરતાની દોટ આ અસ્થિપિંજર સુધી જ છે?" અને વરસો વરસ વાદળો જ્યારે એ ખંડેરો ઉપર થઈને પસાર થાય છે ત્યારે એ પણ પૂછી બેસે છે કે "કેમ કંઇ સંદેશો મોકલવો છે?" અને ત્યારે એ ખંડેરોમાંથી ઊંડા નિસાસા સંભળાય છે ને ઉત્તર મળે છે—"હવે કયા દિને એનું સ્વાગત કરું!" અને બીજી જ પળે આતુરતા ભર્યા ધ્રુજતા સાદે એક પ્રશ્ન પણ પૂછાય છે કે—"શું હજુય હું એમને યાદ છું?"

પરંતુ......વિસ્મૃતિનો એ કાળો પડદો!...જોનારનાં પ્રશ્નનાં ઉત્તરમાં 'ગાઇડ' એની ભાંગી તૂટી અંગ્રેજીમાં સમજાવે છે કે "આ નગરીને હિન્દુસ્તાનનાં બાદશાહ શાહંશાહ અકબરે લગભગ સાડા ત્રણસો વર્ષ પહેલાં બંધાવી હતી."

# અવશેષ

મહાન મોગલ સમ્રાટ અકબરનું એ પ્યારું નગર આગ્રા આજે મૃતપ્રાય બની રહ્યું છે. એનાં ઉબડ–ખાબડ ધૂળીયા રસ્તાઓ અને સાંકડી શેરીઓ જોતાં એ સાફ દેખાય છે કે ક્યારેક આ નગર ભારતનાં એ વિશાળ, સમૃદ્ધિપૂર્ણ સામ્રાજ્યની રાજધાની બની રહ્યું હતું; છતાં જેમ જેમ એનું તત્કાલીન નામ 'અકબરાબાદ' વિસરાતું ગયું તેમ તેમ એની એ સમૃદ્ધિ પણ વિલાતી ગઈ. આ નગરીનાં વૃદ્ધ ક્ષીણ હૃદય "જુમા મસજીદ"માં હજીયે જીવનનાં કંઇક ચિન્હો નજરે પડે છે, પરંતુ એનું ઘણુંખરું શ્રેય મુસ્લિમ કાળનાં એ મૃતાત્માઓને છે, જેને પોતાનાં અંચળામાં સમેટી લીધાં છતાંયે વિકરાળ મૃત્યુ માનવ–સમાજનાં સ્મૃતિસંસારમાંથી સદા સર્વદા માટે નિર્વાસિત કરી નથી શક્યું; કાળનાં ક્રૂર હાથે એમનું નશ્વર શરીર ભલે નાશ પામ્યું, બધુંયે ભલે લોપ પામ્યું, પરંતુ સ્મૃતિલોકમાં આજે પણ એમનું પૂર્ણ સ્વરૂપ વિદ્યમાન છે.

મોગલ સામ્રાજ્ય ભાંગી પડ્યું છતાંયે એ દિવસોનાં સંભારણાં આગ્રાના વાયુમંડળમાં હજુયે રમી રહ્યા છે. ધરતીથી માંડીને ઊંચી હવામાં આજે પણ ઐશ્વર્યવિલાસની માદક સુગંધ, ભગ્ન પ્રેમ યા મૃત આદર્શો ઉપર વહાવેલ આંસુઓની વરાળ તથા નિશ્વાસો અને આહથી તપ્ત વાયુ પથરાયેલો પડ્યો છે. ભગ્ન માનવ પ્રેમની એ સમાધિ, મોગલ

સામ્રાજ્યની ધવાયેલ દુવાનીનું એ સ્મારક તાજ આજે પણ પોતાનાં આંસુઓ અને આહોથી આગ્રાના વાતાવરણને આજે પણ વરાળમય કરી રહ્યો છે. આજે પણ એ ચિરવિરહી પ્રેમીનાં આંસુઓનું ઝરણ યમુનામાં જઇને અદૃશ્ય રીતે એમાં ભળી જાય છે. તાજમાં દફનાવેલા મોગલ સમ્રાટનાં તરફડાટ કરતાં યુવાન હૈયાંના ધબકારાથી યમુનાના વક્ષઃ સ્થળ ઉપર નાનાં-મોટા તરંગો ઊઠે છે. અને દૂર દૂર સુધી એના નિશ્વાસોનો મરમર ધ્વનિ આજે પણ સંભળાય છે. કઠોર ભાગ્યની સન્મુખ સુકોમળ માનવહૃદયની વિવશતા જોઈને યમુના પણ હનારા થઈ ઊઠે છે. તાજ પાસે પહોંચતા પહોંચતા એ વાંકી વળી જાય છે, એ સમાધીને સ્પર્શીને એનું હૃદય દ્રવીભૂત થઈ જાય છે. સ્નેહનાં પૂર ઉમટી પડે છે, ને એ સીધી વહી જાય છે.

આગ્રાનો એ ઉન્નત કિલ્લો પોતાનાં વીતી ગયેલાં જોબન માટે અભિમાન કરી કરીને રહી જાય છે. પ્રભાતે બાળ-રવિનાં આશાભર્યાં કિરણો જ્યારે એ રક્તવર્ણા કિલ્લા પર પડે છે, ત્યારે એ જાણે ચોંકી ઊઠે છે. એ સુવર્ણ-પ્રભાતે એ વિસરી જાય છે કે હવે એનાં એ ગૌરવપૂર્ણ દિવસો આથમી ગયા છે, એ એકવાર ફરીને પૂરેપૂરો પ્રકાશવંત બની રહે છે. પણ થોડા જ સમયમાં એનું એ સુખ-સ્વપ્ન ભાંગી પડે છે, એની એ જ્યોત અને એનો એ સુખદ ઉલ્લાસ ઉદાસીનતા અને નિરાશાભર્યા સૂમસામ વાતાવરણમાં પરિણમે છે. આશા-ભરપૂર આનંદે ચમકતા એ સુંદર રતુંબડા મોં પર પતનની સ્મૃતિની કાળી છાયા પ્રસરવા માંડે છે. અને દિવસ ચાખાના ઉત્થાન પછી સંધ્યા ટાણે પોતાનાં પતન પર ક્ષુબ્ધ મરીચિમાલી જ્યારે પ્રતીચીનાં પાદપુંજમાં પોતાનું મોં છુપાવવા દોડે છે, અને વિદાય થતાં પહેલાં આંસુભર્યાં નેત્ર જ્યારે તે એ અમર કરુણકથા ઉપર એક નિરાશામય નજર નાખે છે, ત્યારે તો એ જૂનો કિલ્લો રડી પડે છે, ને પોતાનાં લાલ લાલ મોં પર જ્યાં

આજે યે એનાં ગત સૌંદર્યમય યૌવનની ઝલક ઝગે છે ત્યાં અંધારનો કાળો પાલવ ઓઢી લે છે.

ને એનાં વર્તમાનકાળ પર આત્મવિસ્મૃતિનો પડદો પડતાંજ એનાં અંતરચક્ષુ ઉઘડી જાય છે. જૂનાં સંભારણાં ફરી તાજાં થાય છે; અને જૂની રંગભૂમિ પર ફરીને એ ગતજીવનનું નાટક દેખા દે છે. સુંદર સુમ્મન બુર્જને એકવાર ફરીને એ દિવસો યાદ આવે છે; જ્યારે દુઃખ અને કરૂણાભર્યા એ વાતાવરણમાં મરણ પથારીએ પડ્યો પડ્યો કેદી શાહજહાં તાજને જોતો છેલ્લા શ્વાસો લઇ રહ્યો હતો; જહાનઆરા નિરાશાભર્યા નિરસંગ કરૂણજીવનનાં ભીષણ અંધારને પોતાની સામે આવતો જોઇ રડી રહી હતી, જ્યારે એનાં એક માત્ર સાથી શ્વેત પત્થરોના પાષાણ-હૃદયો પણ પિગળી પડયા હતા અને જ્યારે એ રત્ન ખચિત બુર્જ પણ રડવા માંડયો હતો, એનાં આંસુ સરી સરીને ઝાકળ બિન્દુશા અહીં તહીં વિખેરાઈ રહ્યા હતા.

અને એ મોતી મસજીદ, લાલ લાલ કિલ્લાનું એ ઉજવળ મોતી........આજે એ પણ બોખલું થઇ ગયું છે. એનું ઉપલું આવરણ એનો ઠાઠ-માઠ આજે પણ એવો જ છે, છતાં એનું એ તેજ હવે નથી રહ્યું. એનો એ શૂન્ય અન્તર્ભાગ ધૂળથી રજોટાઈ રહ્યો છે, અને આજે એકાદ વ્યક્તિ સિવાય એ મસજીદમાં પરમ-પિતાનું નામ લેનારું પણ બીજું કોઇ દેખાતું નથી. નિત્ય નિયમ સૂર્ય ઉગે છે ને આથમે છે. દિવસ આખાનાં તાપ પછી સંધ્યા નમે છે. કંપતો ગુંજતો વાયુ વહે છે; પરંતુ આ શ્વેત પત્થરો સૂમસામ એકલાજ ઊભા ઊભાં પોતાના દિવસો ગણ્યા કરે છે. એ નિર્જન સ્થળે એકાદ વ્યક્તિને જોતાં એવું લાગે છે કે એ દિવસોમાં અહિં આવનાર માનવીઓમાંથી કોઈનો આત્મા પોતાની જૂની સ્મૃતિઓનાં બંધનમાં પડી ખેંચાઈને ફરી અહીં ચાલ્યો આવ્યો છે. પ્રાર્થના વેળા

મુઅજ્જનનો* સાદ સાંભળી એમજ થાય છે કે શતાબ્દિઓ પહેલાં અહીં ગુંજતો ગુંજારવ, અહિં થતી દોડધામ અને કોલાહલનો પડઘો આજે પણ એ સુંદર પરિત્યક્ત મસજીદમાં પડી રહ્યો છે.

એ લાલ લાલ કિલ્લામાં મોતી મસજીદ, ખાસમહલ વગેરે શ્વેત ભવ્ય ભવનોને જોઈને એમ જ લાગે છે કે પોતાનાં પ્રેમીનાં, પોતાનાં રક્ષણહારનાં મૃત્યુથી ઉદાસીન થઈને આ કિલ્લો વૈરાગી બની ગયો. પોતાનાં ગુલાબી વદન પર એણે ભભૂત ચોળી લીધી. એ મહાન કિલ્લાનો આ વૈરાગ્ય, એ જીવતા–જાગતા સ્થળની આ નીરવ નિર્જનતા, ઐશ્વર્ય–વિલાસથી ભરપૂર ઝરણમાં આ ઉદાસીનતા, અને એ રંગ–બે–રંગી ચિત્રિત તથા શણગાર્યા–સજાવ્યા મહેલોનું આ નગ્ન સ્વરૂપ......સાધારણ દર્શકો સુદ્ધાંનાં હૃદયને હચમચાવી દે છે, તો પછી શા માટે એ કિલ્લો સંન્યસ્ત ન સ્વીકારે! સંન્યાસ, સંન્યાસ... એથી જ તો ચિરસહચરી યમુનાને પણ એણે લાત મારીને દૂર હાંકી કાઢી, ઠોકર લગાવી પોતાનાથી અળગી કરી મૂકી, અને પોતાનાં બધાંયે બારદ્વાર બંધ કરી દીધાં. હવે તો ગણીગાંઠી વાર જ એનાં નેત્રો ઉઘડે છે અને સંસારને પળ બે પળ નિહાળી પુનઃ સમાધિસ્થ બની જાય છે એ કિલ્લો. એ દુઃખી દિલને સતાવવું, એ નિર્જન સ્થળને ફરી માનવીની યાદ આપવી......ભાઈ! જરા સાચવીને જજો ત્યાં; ત્યાંનાં એ ક્ષુધિત પાષાણ, એ પ્યાસી ધરતી......કોણ જાણે કેટલાયે આત્માઓને ગળી જઈને, ન જાણે કેટલાયના યૌવનને કચડીને, અને ન જાણે કેટલાયના હૃદયને છિન્ન-ભિન્ન કરીને, એનાં જીવનરસનું પાન કરીને પણ એ તૃપ્ત ન થઈ; આજે પણ એ તમારા આંસુઓનું પાન કરવા, થોડીક પળો માટે જ ભલેને ન હોય, તમારી સુખદ પળોનો પણ નાશ કરવા કટિબધ્ધ છે.

એ કિલ્લાનો એ લાલ લાલ જહાંગીરી મહેલ–સુરા, સુંદરી અને

* મુઅજ્જન—મસજીદમાં નમાજ સમયે બાંગ પોકારનાર.

સંગીતનાં એ અનન્ય ઉપાસકની એ વિલાસભૂમિ આજે પણ એ યૌવનની લાલીથી રંગાયેલી છે. નિત્ય અંધારી રાત્રે જ્યારે ભુતકાળનો પડદો ઉચકાઇ જાય છે, ત્યારે ફરીને એ દિવસનું નાટક ભજવાતું નજરે ચડે છે, જ્યારે અનેકોની વાસનાઓ અતૃપ્ત રહી જતી હતી કેટલાયની જીવન-પળો નિરાશાના અંધારા વાતાવરણમાં જ વીતી જતી હતી, અને જ્યારે પ્રેમની એ રેતાળ શાન્તિ-વારિ-વિહોણી ઉજ્જડ વેરાન-ભૂમિ ઉપર પડયા પડયા ઘણાયે એની ગરમીથી તરફડતા હતા.

એ સૂમસામ પરિત્યકત મહેલમાં રાત્રિ વેળાયે સંભળાય છે ઉલ્લાસપૂર્ણ હાસ્ય અને વિષાદમય કરુણ ક્રંદનનાં પડઘા એ અશાંત આત્માઓ આજે પણ એ વૈભવવિહીન ખંડેરોમાં ભમે છે અને રાત આખી રડી રડીને પોતાનાં અપાર્થિવ આંસુઓથી એ પત્થરોને લદબદ કરી મૂકે છે. પરંતુ જ્યારે પૂર્વમાં ધીરે ધીરે અરુણની લાલી દેખાય છે, ને આસ્માન ઉપર સ્વચ્છ નીલો પડદો પડવા લાગે છે ત્યારે આ મહેલોમાં ફરીથી એની એ જ નીરવતા પ્રસરી જાય છે, અને નિસ્તબ્ધતાનું એકછત્રું સામ્રાજ્ય સ્થપાઇ જાય છે. એ મૃતાત્માઓની જો કંઇ યે સ્મૃતિ શેષ રહી જતી હોય તો તે એમનાં વિખેરાયેલાં અશ્રુકણ. પરંતુ ક્રૂર કાળ એને પણ સૂકવી નાંખવા માગે છે. અહીંની શાંતિ જો કદીયે કયારેય પણ તૂટતી હોય તો તે માત્ર અહીં આવનાર દર્શકોનાં પદધ્વનિથી, તથા 'ગાઇડો'ની ભાંગી તૂટી અંગ્રેજી શબ્દાવલીથી. રાત અને દિવસમાં કેટલું અંતર હોય છે ? વિસ્મૃતિના પડદાની આજુબાજુ......એકજ પડદાનું અંતર, વાસ્તવિકતા અને સ્વપ્ન, ભૂતકાળ અને વર્તમાન... થોડીજ પળોની વાર અને હજારો વર્ષો જેટલો ફેર......કંઇજ સમજાતું નથી કે આ શું છે ?

હવે તો એ મૃતપાય કિલ્લાનાં માત્ર કંગાલ-અવશેષ જ શેષ

રહ્યા છે; એનું હૃદય પણ બહાર નીકળી પડયું હોય એમ લાગે છે. નક્ષત્ર-ખચિત આકાશનાં ચંદરવા નીચે પડયું છે. એ કાળા પાષાણનું ખંડિત સિંહાસન, જેના પર ક્યારેક મુલાયમ મખમલનું આવરણ મઢ્યું હશે. અને જે પત્થર સુદ્ધાંને સુશોભિત કરવા માટે,—જેને સુસજ્જિત બનાવવા કાજે અનેકાનેક પ્રયત્નો કરવામાં આવતા હતા, આજે એની જ આ દશા છે. એ પત્થર છે છતાં એમનામાં યે ભાવુકતા હતી: એ કાળા છે તોયે એમાં પણ પ્રેમનું શુદ્ધ સ્વચ્છ ઝરણ વહેતું હતું. પોતાનાં સર્જકનાં વંશજોનું પૂર્ણ પતન તથા એને સ્થાને નાના વામણા નગણ્યા શાસકોને માથું ઉચકતા જોઈને જ્યારે આ કિલ્લાએ વૈરાગ્ય લઈ લીધો, પોતાનાં યૌવનપૂર્ણ રૂધિરવંતા ગાત્રો ઉપર ભગવાં પહેરી લીધા, ભભૂત ચોળી લીધી, ત્યારે તો એનું એ નાનું હૃદય પણ ક્ષુબ્ધ થઈ ઉકળી ઊઠયું. એ પાષાણ હૃદય પણ આખરે વિદીર્ણ થઈ ગયું, અને એમાંથી પણ રૂધિરનાં બે બિન્દુ ટપકી પડયા. મોગલોનું પતન જોઈ પત્થરો પાષાણો સુદ્ધાંનું દિલ ભાંગી પડયું. એમણે પણ લોહીનાં આંસુ વહાવ્યા.........પરંતુ એ મોગલ, એ મહાન સમ્રાટોનાં એ વાહિયાત વંશજો ઐશ્વર્ય-વિલાસમાં પડયા પડયા સુખ નિદ્રા લઈ રહ્યા હતા,......એમની એ ઉંઘ જ ચિર નિદ્રામાં પરિણમી.

અને એ શીશમહાલ, માનવ-સુવર્ણ-હૃદયના ટુકડાઓથી સુશોભિત એ સ્થળ કેટલું સુંદર દીપ્તિમાન, ભીષણ અને સાથેજ કેટલું રહસ્યમય પણ છે! યૌવન ઐશ્વર્ય અને રાજ-મદથી ઉન્મત સમ્રાટોને-પોતાની ગમ્મત માટે-પોતાનાં વિનોદ માટે માનવ-હૃદયથી વધુ આકર્ષક વસ્તુ ન મળી. દિલ બહેલાવવા-પોતાના મનોરંજન માટે એમણે અનેકોનાં હૃદયનાં ચૂરેચૂરા કરી નાખ્યા. ભોળાં-નિખાલસ હૃદયોનાં એ સ્ફટિક ટુકડાઓથી એમણે પોતાનાં વિલાસ-ભવનો શણગાર્યાં. એકવાર તો એ ઝગમગી ઊઠયા. ખંડિત થયા છતયે હૃદય પોતાનું સૌન્દર્ય નથી ગુમાવતું, એથી ઉલટું એ લોહીયાળ ટુકડાઓ વધુ ને વધુ તેજોમય છે. પરંતુ સામ્રાજ્યની યુવાનીની રતુંબડી જ્યોત જ્યારે ઓલવાઈ

ગઇ, ચમકતા રૂધિરની લાલી પણ જ્યારે કાલિમામાં પરિણમવા લાગી, ત્યારે તો માનવ-જીવન ઉપર અંધાર-પટ પાડનારું એ કરાળ મૃત્યુનું કાળું ઘોર અંધાર ઘેરું ભયંકર આવરણ એ સ્થળે આવી પડ્યું, ને એ શીશમહાલમાં સર્વત્ર અંધકાર જ વ્યાપી ગયો.

માનવહૃદય એક ભયંકર સમસ્યા છે. બીજાને માટે એ એક યંત્ર યંત્ર-અંગ છે, એનું રહસ્ય, એના ભાવોને ઓળખવા એ એક અશક્ય વાત છે. અને એ હૃદયોની એ છૂપી ઊંડી તરડોનો અંધકાર......એક હૃદયનાં અંધકારને પણ દૂર કરવો આકરું કામ છે અને તેમપિ ખાસ કરીને એ તરડોને પ્રકાશપૂર્ણ કરવા...ત્યારે અહીં તો અનેક માનવ-હૃદય હતા, સેંકડો-હજારો—અને એ હૃદયોનાં ટુકડા-થિજેલા લોહીથી ખરડાયેલા એ ટુકડાઓ...એમણે પોતાની તરડોમાં સંચિત કરેલો અંધકાર શીશમહલ ઉપર ઠલવી દીધો. મોગલોએ શીશમહલ ખડો કર્યો, અને વિચાર્યું કે પ્રત્યેક માનવ-હૃદયમાં એનું જ પ્રતિબિમ્બ દેખા દેશે...પરંતુ આ કાલીમા અને માનવહૃદયના એ અણુઉકેલ સમસ્યાઓ......મોગલોએ ઉછળતી જુવાનીમાં, પ્રેમના પ્રવાહમાં એક ચમક દીઠી, અને એથીજ એ સંતુષ્ટ થઇ ગયા.

જોવા આવનારને એ બધું પૂરેપૂરું બતાવવા તથા એ અંધકાર-ને પળવાર માટે દૂર કરવા ગંધક બાળીને આજે પણ પ્રકાશ કરવામાં આવે છે. મોગલોની જેમ ત્યાં આવનાર દર્શકો પણ એ કાચના ટુકડાઓમાં એકવાર પોતાનું પ્રપિબિમ્બ નિહાળીને માને છે કે એમણે સંપૂર્ણ દૃષ્ય જોઈ લીધું. પરંતુ એ અંધકારને કોણ વિદારી શકે તેમ છે? માનવ હૃદયને તળીયે કોઈ પહોંચી શક્યું છે? કોણ જાણે છે એ નાનાં નાનાં હૃદયોનું રહસ્ય? એ ભાગ્યા હૈયાઓની પૂરેપૂરી વ્યથાને એની વેદનાને કોણ સમજી શક્યું છે?......આ અંધકાર તો સતત વધતો જ જાય છે.

સુંદરતામાં તાજનો પ્રતિસ્પર્ધી ઐતમાદુદ્દૌલાનો મકબરો ભાગ્યની ચંચળતાનું મૂર્તિમંત સ્વરૂપ છે. શેરીએ શેરીએ ભીખ માગતા ભટકતા ભિખારીનો એ મકબરો, ભૂખે મરતા અને ભાગ્યના દંડથી પીડિત રંકની કબર આવી થશે એ કોણ જાણતું હતું ? આ શ્વેત સમાધિ વિધિની કઠોર થપ્પડો ખાનાર વ્યક્તિના સુખાન્ત જીવનની એક કથા છે. શ્વેત પત્થરનાં આ મકબરા સ્વરૂપે સૌંદર્યે અહીં આકાર લીધો છે. યૌવન મદથી ઉન્મત્ત થયેલાં સામ્રાજ્યમાં નૂરજહાંના ઉત્થાનની સાથેજ વાસનાઓની ભાવી આંધીના આગમનના એંધાણ સૂચવતી અને એ આંધીમાં પણ સામ્રાજ્યના પથને અજવાળતી એ જ્યોતિ મોગલ સ્થાપત્ય કલાની એક અદ્ભૂત વસ્તુ છે.

અને એ મૃતપ્રાય નગરીથી લગભગ પાંચેક માઈલ દૂર પડયું છે એ હાડકાવિહોણું પિંજર. પોતાની પ્રિયતમા નગરીની ભાવિમાં થનાર દુર્દશાની આ શંકાએ અભિભૂત થઈને જ અકબરે પોતાનું અંતિમ નિવાસ સ્થાન એ નગરીથી ગાઉઓ દૂર બંધાવવાનું નક્કી કર્યું હતું અકબરનું સુકોમળ હૃદય માટીમાં મળી ગયા છતાંયે પોતાનાં સર્જનની દુર્દશા જોઈ શકે એમ નહોતું, ને જોવા ઇચ્છતું યે નહોતું. એ શાંત, વાતાવરણ પૂર્ણ સુરમ્ય ઉદ્યાનમાં આવેલી એ સુંદર સમાધિ આ પ્રકારની એકની એક જ છે. અકબરનાં વ્યક્તિત્વ જેવી જ એની આ સમાધિ દૂરથી જોતાં એક સામાન્ય કબર જેવી કબરજ લાગે છે. પરંતુ જેમ જેમ એની નિકટ જઈએ છીએ, એ સમાધિ ભવનમા પદાર્પણ કરીએ છીએ તેમ તેમ એની મહત્તા વિશાળતાનો ને વિશેષતાનો વધુને વધુ ખ્યાલ આવે છે. એ મહાન અવ્યવહારિક ધર્મ "દીન-એ-ઇલાહી"ના આ એક માત્ર સ્મારકનું નિર્માણ કરવામાં અકબરે અનેકાનેક વસ્તુ કલાઓનાં આદર્શોનું અજબ સંમિશ્રણ કર્યું હતું.

ધ્રુવ તરફ ઓશિકું કરીને અકબર પોતાની કબરમાં સૂતો હતો.

એક ધ્રુવને અંગ્રેજ એણે પોતાનાં સમગ્ર જીવનની તથા બધીયે નીતિની સ્થાપના કરી હતી, અને એનાં એ મહાન આદર્શે, વિશ્વ બંધુત્વનાં એ ઝણુકતા ધ્રુવે, મૃત અકબરને પણ પોતાની તરફ ખેંચ્યો હતો. અકબરનું એ નાનું એવું શબ એ વિશાળ સમાધિમાં પણ સંમાઇ ન શક્યું, ત્યાં એ શાંતિથી રહી ન શક્યું. વિશ્વપ્રેમ અને માનવ-ભ્રાતૃત્વનાં પ્રચારક અકબરનાં અંતિમ અવશેષો, એ મુઠ્ઠીભર હાડકાં પણ વિશ્વમાં ભળી જવા ઇચ્છતા હતા. વિશાળ હૃદયી અકબર મૃત્યુ પછી પણ કઠોર પત્થરોની એ વિશાળ, છતાં આત્માની દ્રષ્ટિએ અત્યંત સંકુચિત પરિધિમાં રહી ન શક્યો. પોતાનાં અપ્રાપ્ત આદર્શોની જ આગમાં સળગીને એનાં અસ્થિ પણ ભસ્મીભૂત થઇ ગયા. અને એ ભસ્મ વાતાવરણમાં વ્યાપ્ત થઈને વિશ્વનાં ખૂણે ખૂણામાં સમાઇ ગઇ. અકબરના અસ્થિ ભસ્મીભૂત થઈ ગયા, છતાં પોતાનાં આદર્શોને પ્રાપ્ત ન કરી શકયાને કારણે એ મહાન સમ્રાટની એ પ્રદીપ્ત હૃદય-જ્વાળા આજે પણ બુઝાઇ નથી એ માટીના કોડિયારૂપી હૃદયમાં અગાધ માનવ-સ્નેહ ભર્યો છે. સદિચ્છાઓ અને શુભ-ભાવનાઓની શુદ્ધ શ્વેત વાટ એમાં ઊભી છે, અને એ ધીમે ધીમે બળી રહી છે. એ ટમટમતી જ્યોત આજે પણ અકબરની સમાધિ પર જલી રહી છે, ધાર્મિક સંકીર્ણતાના અંધારથી પૂર્ણ વિશ્વ જેવા જ ગોળ અને વિશાળ ગુમ્બજમાં એ તે મહાન આદર્શ તરફ ઇશારત કરે છે, જેને પ્રાપ્ત કરવા શતાબ્દિઓ પહેલા અકબર મથ્યો હતો; અને જેને ભારતીય રાષ્ટ્ર આજ પણ પ્રાપ્ત નથી કરી શક્યું.

માનવ જીવન એક સમસ્યા છે. અને એથીયે વધુ અણુઊકેલી વસ્તુ છે-નિયતિનું વિધાન. માનવી જીવન સાથે ખેલે છે. જીવન જ એને માટે મનોરંજનની એક માત્ર વસ્તુ છે, અને એજ જીવન આ મોહમાં પ્રસરીને વિશ્વ-વ્યાપી થઇ જાય છે. એ વિખેરાયેલા જીવનને જોઇને દુનિયા હસી પડે છે યા ઠોકર લગાવે છે, પરંતુ જીંદગી પૂરી

થતાં માનવી જ્યારે એને સંકેલી લઇને આ લોકમાંથી વિદાય લે છે, ત્યારે જગત એ ગત આત્માનાં સંસર્ગમાં આવેલી વસ્તુઓ પર પ્રહાર કરીને યા એને ચૂમીને માની લે છે કે તે એ અદૃશ્ય થયેલા આત્મા પ્રત્યેનો પોતાનો મનોભાવ પ્રગટ કરી રહ્યું છે. એ મૃત વ્યક્તિનાં પાપ યા પુણ્યનો ભાર વહે છે. એનાં જીવન સાથે સંકળાયેલ ઇંટ અને પત્થર, એની સ્મૃતિઓનાં અવશેષ કોનાં કામમાં ને કોને આ દંડ......પણ એજ આ દુનિયાનો નિયમ છે. વિધિનું વિધાન છે.

વેરાયેલાં પડયા છે મોગલ સમ્રાટોના જીવનના ભગ્નાવશેષો. એ મૃતપ્રાય નગરીમાં જેમણે આ નગરીને સર્જાવી હતી એમનો અંત આવી ગયો છે. આજે એમનું નામ નિશાન પણ કયાંય નથી રહ્યું. બધુંયે નાશ પામ્યું છે. એ ગૌરવ, એ ઐશ્વર્ય, એ સમૃદ્ધિ, એ સત્તા–સામર્થ્ય–બધુંયે વિલીન થઇ ગયું. મોગલ સામ્રાજ્યનાં એ મહાન મોગલ સમ્રાટોની સ્મૃતિઓનાં, એ સ્મૃતિઓનાં એ રહ્યા સહ્યા અવશેષો, અહીં–તહીં વેરાયેલા વૈભવવિહોણાં એ ખંડેરો, એ સમ્રાટોનાં વિલાસ-સ્થળો ઐશ્વર્યનાં આગારો, એમનાં મનોભાવોનાં એ સ્મારક... ..એ બધુંયે શતાબ્દિઓથી ધૂળમાં રજોટાઈ રહ્યું છે, પાણી-પત્થર, શરદી–ગરમીનો ત્રાસ સહેતાં એ ખડા છે એને બંધાવવામાં, એને બંધાવનારાઓ માટે વિલાસ અને સુખની સામગ્રી એકત્ર કરવામાં, જે જે પાપ, તથા હજારો દરિદ્રિઓ તથા પીડિતોનાં હૃદયને કચડીને જે જે અત્યાચારો–અનાચારો આ ભગ્નાવશેષો કરી રહ્યા છે, કયારે પૂર્ણ થશે પ્રાયશ્ચિત એ કોણ જાણે છે કે કંઈકેય કહી શકે.

# ત્રણ કબર

અંતર્યૌવના રાજ્યશ્રીએ પાળેલ પોષેલ મોગલ સામ્રાજ્યનું જોબન ફૂટી નીકળ્યું; આળસ મરડીને એણે પગ પહોળા કર્યા. સામ્રાજ્યનાં અંગેઅંગમાં નવ-સ્ફૂર્તિનું રૂધિર થનગની ઊઠ્યું હતું. એની છાતી ફૂલાઇ ગઈ નસેનસમાં ધ્રુજારી ઊઠી. ભારતીય સામ્રાજ્યનાં મોં પર નવ જોબનની લાલી-ગુલાબી પથરાવા લાગી. એનાં એ ઉજ્જળ ભરત કપોલ પર ગુલાબી મહેલોની રતુંબડી રેખાઓ અહીં તહીં દેખા દેવા લાગી. રાજધાનીરૂપી હૃદયના ધબકારાં શરૂ થયા, ને એના ઊભરાતા યૌવન સાથે એ નાનું એવું હૃદય પણ વિકસવા લાગ્યું.

મસ્તાનુ હતું એ જોબન. ધન-ધાન્ય ભર્યા સામ્રાજ્યે આંખો ઉઘાડી તો દીઠું નવજીવનનું એ સોનેરી પ્રભાત. સૌભાગ્યનાં બાલરવિનાં લાલ-લાલ કિરણોએ પૂર્વાકાશને રતુંબડું કરી મૂક્યું, દુર્ભાગ્ય-ઘન-ઘટાનાં થોડાંક અવશેષો જ્યાં ત્યાં વેરાયેલા થોડાક ટુકડાઓ પણ હવે વિલીન થવા મથી રહ્યા હતા. અને એ જોબનમાં નવયુવાન સામ્રાજ્યને અકબરે પાઈ રાજ-મદની એ લાલ-કસુંબલ મદિરા. એની મદમાતી સૌરભ માત્રે જ અનુભવવિહોણો યુવાન મસ્ત થઈ ગયો, અને એ પીને તો એ બેભાન જ થઈ ગયો. ગજબની એ ભાની છવાઇ ગઇ. યૌવનની મસ્તી, તેમાં વળી રાજ-મદનો એ પ્યાલો......ઓહ ! ગજબ હતો એ નશો, સામ્રાજ્ય તો ઉન્મત્ત થઈ ગયું, મસ્ત બનીને એ નશામાં ઝૂમવા લાગ્યું.

અને એ મસ્ત દિવસોમાં અકબરે પુત્રનું મોં દીઠું. જોબન-મસ્તીએ ઝૂમતો, રાજ-મદનાં પાનથી ઉન્મત્ત સતત સ્વપ્નલોકમાં રાચતો-વિચરતો અકબર જ તો સલીમનો પિતા હતો. એ સોનેરી દિવસોમાં માદક સૌરભથી પૂર્ણ એ મસ્ત વાતાવરણમાં રાજ્યશ્રીએ પોતાના લાડીલા સલીમને પાળ્યો, પોષ્યો. આશાભર્યા આકાશનાં ચંદરવા નીચે સલીમનું શૈશવ વીત્યું. ઐશ્વર્યનાં એ વિષાક્ત પણ સોનેરી ચમકતા વાતાવરણમાં એનું લાલનપાલન થયું.

વરસો પછી સામ્રાજ્ય-વાટિકાનું એ અનુપમ સુંદર પુષ્પ વસંતના વાયરાનો સ્પર્શાનુભવ કરતું જ્યારે ખીલવા લાગ્યું ત્યારે પોતાનાં યૌવન ઉપર ગર્વ કરતા સામ્રાજ્યે એનું સ્વાગત કર્યું. અનંતર્યૌવનાએ એને ચૂમીને વારણાં લીધાં. યુવાન સામ્રાજ્યના લાડીલા શાહજાદાનું યૌવન હતું. ઐશ્વર્ય અને વિલાસીતાની મદમાતી સૌરભે સલીમને અશાંત કરી મૂક્યો. સુખસ્વપ્નનાં ઝાંઝવાના જળ તરફ એ અજાણ્યે ખેંચાઇ ચાલ્યો, સુખ-સરિતામાં એ તણાતો ચાલ્યો.

* * *

પરંતુ ખીલતા પુષ્પની એ લગની, થનગનતા યૌવનનું એ દર્દ......શાહજાદો વળ ખાઈ ખાઈને રહી જતો હતો. એ પ્યાસું હૃદય પ્રેમવારિની શોધમાં નીકળ્યું. સુખ-સ્વપ્નલોકમાં એણે કેટલાયે દશ્યો જોયાં હતાં; પરંતુ એણે તો થનગનતા જોબનની આ ચિનગારીને વધુ ને વધુ પ્રજ્વળતી કરી. જીવન પ્રભાતમાં ઝાકળરૂપી સ્વર્ગીય પ્રેમ-કણોને ઝીલવા કાજે એ પુષ્પ ખીલી ઊઠયું, એની પાંખડીઓ જુદી જુદી થઇ ગઇ. પોતાના દિલને હથેળીમાં લઇ સલીમ પ્રેમ-લોકમાં મેરો કરવા નીકળ્યો.

તરસ્યાને પાણી પાનારું મળી જ ગયું. સલીમનાં હૃદય-રૂપી પ્યાલામાં પ્રેમ-સલિલનાં બે બિન્દુ ટપકી જ પડયાં. એ વ્યાકુળ હૃદયને એક આશરો મળ્યો. ચાર આંખોનું મિલન......બે સુપ્ત

છતાં ઊભરાતાં ઝરણુ ઉધડી ઊઠયાં. એ ભલાં ભોળાં હૃદય પરસ્પરને ભેટી પડયા, અજાણતાં બંધાઈ ગયા. એક જ ઝરણુમાંથી પાણી પીતાં બે તૃષાતુરોને બાજુબાજુમાં બેઠેલા......ઉષાનાં એ અધઉઘડયાં પોપચાંએ, સંધ્યાની એ રતુંબડી ગોધૂલીએ તથા શરદની એ શુભ્ર ચાંદનીએ જોયાં, નિહાળ્યાં, નિરખ્યાં. પરંતુ......આહ! એ સુખ એમનાથી ન સહેવાયું, અનારકલીને ખિલતી જોઈ ચંદ્ર સળગી ઊઠયો, એ ઈર્ષ્યાની આગમાં દિવસે દિવસે એ ક્ષીણ થવા લાગ્યો. ઉષાએ અનારકલીનાં મસ્તીભર્યાં, આળસમાં અધખુલાં પોપચાં જોયાં, અને ક્રોધથી એની આંખો લાલચોળ થઈ ઊઠી. ગોધૂલીએ આ અપૂર્વ સુખદ મિલન જોયું અને પોતાનાં પોતાનાં ઘડી બે ઘડીનાં અસ્થાયી મિલનને યાદ કરી એણે મોં ઉપર નિરાશાનો કાળો પાલવ ખેંચી લીધો.

સામ્રાજ્યનો શાહજાદો......અને અનારકલી પર મુગ્ધ બને. ......સામ્રાજ્ય, કઠોર હૃદયી સામ્રાજ્યને એ ન ગમ્યું, ન રુચ્યું. એ સુખદ પળની રાહ જોવી, એ આતુર આંખો, એમની એ પ્યાસી નજર, થોડીક અધૂરી વાતો, ધડકતાં દિલ, બે ચુંબન, પુનર્મિલનનાં એ વાયદા, વિરહવેદનાનાં એ નિસાસા......આહ! એ સર્વનો અંત આવ્યો; ભલીભોળી એ બાલિકાનું બલિદાન લેવાયું. પ્રેમ-મદિરાનો એ છલકતો જામ ધરતી પર ઢોળી દેવાયો; એ મદિરા પૃથ્વી-તળમાં સમાઈ ગઈ અને એ પ્યાલો, એ જામ......ક્રૂર કાળે એનાં ચૂરેચૂરા કરી નાખ્યા. પ્રેમની વેદી ઉપર એ સુંદર ખીલતી કળીને કચડી નાંખવામાં આવી. હજુ તો એ પૂરી ખિલી પણ નહોતી. એની એ વેદના શમી પણ નહોતી, ત્યાં તો એ ભૂતકાળની વસ્તુ બની ગઈ. કેટલી નિષ્ઠુરતા......કઠોર, નિર્જીવ સામ્રાજ્યને માટે ફૂલ શા સુકોમળ ધબકતા હૃદયને કચડી નાંખવું, વારાંગના રાજ્યશ્રીને આકર્ષવા માટે સાચી પ્રેમિકાનું બલિદાન દેવું,......પણ એજ તો આ દુનિયાની રીત છે.

અને અનારકલીએ સહર્ષ આત્મસમર્પણ કર્યું. પ્રેમાગ્નિની એ સખકારા કરતી ઉદ્દીપ્ત જ્યોતમાં જલીને એ સુંદર માદા પતંગિયાએ પોતાનાં અસ્તિત્વનો જ લોપ કર્યો. પ્રેમવેદી પર પોતાની હયાતીને ભૂસી નાંખી એણે પોતાનાં પ્રેમીને બચાવી લીધો. એણે જીવતેજીવત સમાધિ લઈ લીધી; પોતાનાં ધબકતા હૃદય સાથે જીવનની આશાઓ અને આકાંક્ષાઓને નિરાશાના કાળા પાલવમાં સમેટીને એ જગતમાતા ધરિત્રીમાં સમાઈ ગઈ. એનાં છલકાતા જોબનનાં એ અવશેષ, એ ખીલતી કળીનો એ દમામ, આવતી વસંતનો એ સુખદ સમીર, સુમધુર સંગતની એ પ્રથમ તાન...એ બધું અકાળે જ વિલાઈને ચિરંતન પ્રકૃતિમાં ધીરેધીરે પ્રસ્ફૂટિત થયું.

જહાંગીરનાં યુવાન કોમળ હૈયાને સખત આઘાત થયો. એનાં નાનાં એવાં દિલમાં ઊંડો ઘા થયો. પરંતુ માત્ર વ્યાકુળ બનીને એ રહી ગયો, એ નિરુપાય હતો. એનો રોષ પાણી પાણી થઈને વહી ગયો. એનાં ભાવોનો એ પ્રવાહ અતૃપ્ત પ્રેમાગ્નિની આંચ સહી ન શક્યો ને સુકાઈ ગયો. બે આંસુ સર્યાં. થોડીક આહ નીકળી, ને પ્રેમ-પ્રભાતનું એ સોનેરી આકાશ છિન્ન-ભિન્ન થઈ ગયું. એ સુખપૂર્ણ દિવસોની એ સોનેરી પ્રેમ સ્વપ્નની થોડીક વેદના ભરી સ્મૃતિઓ જ માત્ર હવે શેષ રહી છે.

* * *

અને ખીલતા પ્રેમ-પુષ્પની એ સમાધિ, બલિદાનની એ કબર ......ત્યાં ત્યારે કંઈ યે ન હતું. વરસો પછી સલીમ જ્યારે સિંહાસનારૂઢ થયો ત્યારે એને એ મૃત પ્રેમ ફરી જાગ્રત થઈ ઊઠ્યો. એનાં હૃદય-સંસારમાં ફરી જે તોફાન જાગ્યું એની આંધીમાં એનાં સળગી ગયેલા ભાવોની ભસ્મ અહીં-તહીં ઊડવા વિખેરાવા લાગી. પોતાનાં હૃદયનાં પ્રથમ પ્રણયની, પોતાનાં સુંદર સોનેરી જીવન-પ્રભાતની સ્મૃતિનું સાકાર સ્વરૂપ, એનું સ્મારક જોવા એ આતુર થઈ

શકાયો. આટલા વરસો પછી પણ જ્યાં એ મૃત પ્રેમિકા માટે સ્થાન હતું, જ્યાં ત્યારેયે એની સ્મૃતિ હાજર હતી; જ્યાં ત્યારે પણ અનંતમાં વિલીન થઇ જનાર એ મૃત પ્રિયતમા માટે પ્રેમાગ્નિ ધધકતો હતો—પોતાનાં એ જ હૃદયને અનુરૂપ એણે એ સુંદર કબર—સુંદર સમાધિ બંધાવી. અનારકલીની સ્મૃતિ વરસો સુધી વિસ્મૃતિના કાળા પડદા પાછળ છુપાઇ જહાંગીરનાં હૃદયમાં રહી હતી. હવે તો જહાંગીરે અનારકલીનાં અવશેષોને પણ પ્રેમ સ્મૃતિના ગાઢ આલિંગનમાં બાંધી લીધા, સમાધિ રૂપી સ્મારકનાં કઠોર આલિંગનમાં એણે જકડી લીધા.

અનારકલીને જયાં પહેલીવાર દફનાવવામાં આવી હતી ત્યાં આડા-અવળા ફરતાં ફરતાં મહામુસીબતે પહોંચાય છે, પરંતુ જેવા ત્યાં પહોંચીએ કે તુરત આપણને ખબર પડે છે કે તે ત્યાં નથી, જ્યાં એનું એકછત્રું રાજ્ય હતું, જે હૃદય પર એક વખત માત્ર એનોજ અધિકાર હતો, ત્યાં તે પર હવે બીજાઓનું આધિપત્ય જામતું જોઈને કબરમાં પણ અનારકલી ધ્રુજી ઊઠી. અને ભાવાવેશમાં આવીને એનું એ હાડપીંજર પણ ત્યાંથી ઊભું થઇને ચાલી નીકળ્યું માનવ–હૃદયની વિસરી જવાની ટેવનું આથી વધુ જવલંત ઉદાહરણ બીજે ક્યાં મળશે?

સંસાર માટે માનવજીવન એક ખેલ છે. મનોરંજનની એક અદ્ભુત સામગ્રી છે. માનવ હૃદય એક કુતૂહલોત્પાદક ચીજ છે. એને તરફડતું જોઇને દુનિયા હસે છે. એના દરદને જોઈને એને આનંદ આવે છે, અને તેમ છતાં જો એને માનવહૃદયથી યે વધુ આકર્ષક કોઇ બીજી ચીજ મળી આવશે તો એ તેને પણ વિસરી જશે! કેવી કૃતઘ્નતા! કેટલી નિષ્ઠુરતા! દુનિયાની આ રમુજ ઘાયલ માનવીને રડાવી દે છે.

ભારતીય સામ્રાજ્યના શાહજાદાની જે પ્રેમપાત્રી હતી, જેના

ચરણોમાં મોગલ કુળનો શિરતાજ આળોટતો હતો, એજ અનારકલીને દુનિયાએ મૃત્યુ પછી કબરમાં પણ સુખે સુવા ન દીધી, એને ઉપાડીને એક બાજુ ફગાવી દીધી. માત્ર પોતાનાં સ્મૃતિલોકમાંથી જ નહિં, પોતાનાં હૃદયમાંથી પણ હદપાર કરી......અને રાવીની એ ધારા, અનારકલીનાં એ ભગ્ન પ્રેમ વહાવેલા આંસુઓનો એ પ્રવાહ ......એ પણ એને તજી ગયો. એ આંસુ સુકાઇ ગયા અને એનું એ શુષ્ક વક્ષઃસ્થળ આજે ટુકડે ટુકડા થઇને હજારો રેણુકણો સ્વરૂપે વેરાયેલું પડ્યું છે.

દુનિયાએ એને વિસારે પાડી દીધી છે. ત્યાંથી એ અનારકલી ગલીથી કોણ જાણે કેટલાયે આવે છે ને કેટલાયે જાય છે, પરંતુ એમાંથી કેટલાને એ ધખધખતા ઘાયલ હૃદયની સ્મૃતિ છે ? એવા કેટલા છે જે એ કળીના અકાળે કરમાવા ઉપર બે આંસુ પણ સારે છે, બે નિસાસા યે મૂકે છે ? પોત-પોતાની આપદાઓ અને નિરાશાનો ભાર વહેતો પ્રત્યેક માનવી ચાલ્યો જાય છે. પોતાની જ કરુણ કથનીને યાદ કરી એ રડે છે, કયાં છે એની પાસે આંસુઓનો એ અક્ષય સાગર કે એ પ્રત્યેકને માટે એ આંસુ સારતો રહે.

* * *

જહાંગીરનાં જીવનનું એ યૌવન પ્રભાત પ્રેમ માટે શહીદ બનનાર વહાલી અનારકલીનાં રૂધિરે રંગાયેલું હતું. એ સ્વપ્નલોકમાં એનાં દિલનાં ટુકડાઓજ અહીં-તહીં વેર-વિખેર પડયા હતા; એનાં ખંડિત હૃદયમાંથી ટપકતાં રૂધિર-બિન્દુઓ ધીરે ધીરે એના આખાયે જીવનને રંગી રહ્યા હતા. એ લાલીમાંજ જહાંગીર ગરક થઈ ગયો. પરંતુ સમય સાથે જ્યારે ધીમે ધીમે એ લાલી વિલાવા લાગી, ત્યારે તો જહાંગીરે પ્યાલામાં મદિરા ઢાળી, એ મદિરાની લાલીમાં એણે જગત આખાને જોયું, ને પોતાનાં પ્યાલાની લાલીથી એણે સારાયે જહાનને-દુનિયા આખીને રંગી દીધી. પોતાની ઇચ્છા પૂર્ણ કરનાર

એ પ્યાલાને એણે પેટ ભરી ભરીને ચૂમ્યો, અને ધીરે ધીરે એ પ્યાલા ઉપર જહાંગીરના હૃદયમાં એટલો તો પ્રેમ ઉભરાયો કે એ સ્વયં–એ પોતે જ એ પ્યાલામાં કૂદી પડયો.

...પ્યાલો ! એ લાલ લાલ લબાલબભર્યો પ્યાલો !....આહ ! કેટલો પ્યારો હતો એ !

પોતાનાં જીવન–પ્રભાતમાં જ એ સુસ્તી અનુભવતો, ઘાયલ થઇને પડયો હતો. દુનિયા તરફ ઉદાસીન, એ આંખો મિંચીને પડયો પડયો પોતાનાં જ સ્મૃતિલોકમાં ફરતો હતો. જૂનાં સંભારણાંને યાદ કરી કરીને એ મસ્ત બનતો, અને રોતો પણ ખરો, છતાં દુનિયા એના પ્રત્યે ઉદાસીન ન હતી, વિધિથી એ પણ સહન ન થયું કે જહાંગીર આમ અકર્મણ્ય પડયો પડયો વિસ્મરણીય વિગત–વાતોને યાદ કરી જૂના દિવસોનાં સ્વપ્નો જુએ.

એ સુસ્ત આળસુ જહાંગીરને શેરીએ શેરીએ રઝળતી એક ભિખારણે ઠોકર મારી જગાડી દીધો. એ યુવા–સુંદરી કોણ જાણે કયા અજ્ઞાત દેશોથી ફરતી ભમતી શાહજાદાની વાટ વચ્ચે આવી ઊભી. સલીમ તો એને જોઇને પાગલ જ બની ગયો. એનું નાનું એવું હૃદય ફરીને હાલી ઊઠયું. પરંતુ ભાગ્ય સાથે કોણ બાખડી શકયું છે ? તરસ્યાને પાણીનો પ્યાલો દેખાડી દેખાડીને એને ટટળાવવામાં જ એ કઠોર નિયતિને આનંદ આવે છે. જેને પોતાની બનાવવા એ અધીર થઇ રહ્યો હતો, એ પરાયી બની ગઈ; એની નજર સામે જ એને બિહાર મોકલી આપવામાં આવી. એનાં આઘાત પામેલા હૃદય પર ફરી આઘાત થયો, એ ઝેરનો ઘૂંટડો ગટગટાવીને એ રહી ગયો.

એ સુંદર મસ્ત યૌવન–પ્રભાતની એક મનોહારી ઝલક, પ્રેમો-

વાનનાં માદક સુગંધિત સમીરનાં એક ઝોંકાએ, ખીલતા પ્રેમ-પુષ્પની એક ઝાંખીએ તથા મધુર રાગિણીની પ્રથમ તાને જ એ મદમાતા શાહજાદાને મતવાલો કરી મૂક્યો. જામ ઉપર જામ ભરાતા જ રહ્યા હતા, અને તદુપરાંત આ મધુર સ્મૃતિનો ભાર ને ભાવી આશાઓની ઉત્સુકતા......શાહજાદો પડ્યો પડ્યો એ દિવસની રાહ જોવા લાગ્યો. જ્યારે એ મુક્ત થઇ, સ્વચ્છંદી બની પોતાની આકાંક્ષાઓને પૂરી કરી શકશે. માનવભાવ રૂપી સાગરના વક્ષઃસ્થળ ઉપર એકવાર લહરો ઊઠી ચૂકી હતી. એ કિલ્લોલી કિલ્લોલીને કઠોર ભાગ્ય-રૂપી કિનારે અથડાઇને ટુકડે ટુકડા થઇ વેરાઇ ચૂકી હતી. પરંતુ એ કિલ્લોલનો એ સુંદર ધ્વનિ હજુએ એનાં કાનમાં ગૂંજી રહ્યો હતો. એ શાહજાદાનો હૃદય-સંસાર શાંત થઇને એ દિવસની રાહ જોતો હતો, જ્યારે આ પડદો પુનઃ ઉચકાશે, જ્યારે ફરીને એ સુખદ દૃશ્યો જોવા મળશે, અને જ્યારે ફરીને એકવાર પોતાનાં પ્રેમીને જોઇને એ પ્રેમીકાને વઃક્ષસ્થળમાં ભાવોનું તોફાન જાગશે, એનાં પ્રેમનો સાગર છલકાઇ ઊઠશે, એમાં તરંગો ઊઠશે અને એ તરંગો ઉપર નૃત્ય કરશે એ પ્રેમ સુંદરી. દુનિયા આખી જ્યારે સ્તબ્ધ બની એ દૃશ્ય જોશે અને જ્યારે ખુદ સલીમ પોતાની પ્રેયસીને ભેટવા દોડીને એ પ્રેમ-મહોદધીમાં કૂદી પડશે, તથા જ્યારે એ તારક મઢ્યા આકાશની નીચે પ્રસરેલી ચાંદનીમાં નિર્જન વન પણ સ્વર્ગથી વધુ સુખદાયી હશે, સંગીતની મધુર તાનથીયે વધુ આકર્ષક હશે એ શાંત નિસ્તબ્ધતા, જ્યારે પ્રેમાગ્નિમાં ચાંદની શી શીતળતા આવી જશે, અને જ્યારે બળતા અંગારાઓથી જ હૃદયની એ પ્યાસ બુઝાશે.........પરંતુ આ બધું તો એક સુખ-સ્વપ્ન હતું. અને એ સ્વપ્નલોકમાંજ વિહરતો હતો એ શાહજાદો.

* * * *

ને વરસો પછી જ્યારે ફરીને નિરાશાનાં એ અંધારમાં આશા-જ્યોતની પ્રથમ રેખા દેખાઇ, ત્યારે શાહજાદાને પોતાનો અનુભવ

યાદ આવ્યો. ભાંગ્યા હૈયે એણે સંસારનું રક્ષણ કરવા કમર કસી; એને સહારો હતો એક માત્ર આશાનો જ.

અને અર્ધા યુગનાં સંઘર્ષ પછી પોતાનાં મૃત પતિ પ્રત્યેનાં કર્તવ્યની ભાવના ઉપર જ્યારે નૂરજહાંના પ્રેમપિપાસુ આકાંક્ષાપૂર્ણ હૃદયે વિજય મેળવ્યો, ને જ્યારે એ ઘાયલ ભગ્ન-હૃદયી જહાંગીરને એણે આલિંગન આપ્યું, ત્યારે નિરાશાના અંધારથી ઘેરાયેલ એ છિન્ન-ભિન્ન હૃદયને થોડોક સંતોષ થયો, થોડીક તૃપ્તિ થઇ. પરંતુ પ્રથમની મસ્તી તો ફરીને ન જ આવી. વરસોનાં અભિમાન પછી નૂરજહાંએ જહાંગીરને ઇચ્છિત વરદાન આપ્યું; જહાંગીર આનંદથી પાગલ થઇ ઊઠ્યો, પ્રેમ મદિરાના પ્યાલા ફરીથી ભરાવા માંડ્યાં, પરંતુ ત્યારે જહાંગીરના યૌવન-અર્કનું તેજ ઓસરવા લાગ્યું હતું. ઊંડા ઘાની વેદના હજુયે શેષ હતી. એ તૃપ્તિમાં, એ સુખપૂર્ણ જીવનમાં પણ કંઇક દર્દનો અનુભવ થતો હતો. વરસો સુધી પ્રેમાગ્નિમાં જલી જલીને એનું હૃદય શેકાઇ ગયું હતું, એ અધજલ્યું દિલ ફરફોલાની વેદનાને અંગે ફફડતું હતું. એ દર્દને અંગે જહાંગીર જીવન આખું બેચેન રહ્યો. પોતાનાં એ દર્દને ભૂલવા, જૂની દુઃખદ સ્મૃતિઓને ભૂંસી નાખવા અને જુવાનીની મસ્તીને ફરી આહ્વાન આપવા માટે જ એણે મદિરાદેવીની ઉપાસના આદરી.

ભગ્ન હૃદયોમા નવી આશા સંચરી શકે, માનવીનાં જૂનાં સંભારણાં થોડા સમય માટે વિસારે પાડી શકાય, એનું એ મસ્તાનું જોબન એનાં સ્વપ્નલોકમાં પુનઃપ્રવેશી શકે; પણ કયાં છે એ મલમ જેથી એ વ્રણ, નિયતિનાં ઊંડા ઘાનાં એ ચિન્હ સદા સર્વદા માટે દૂર થઇ શકે? કયાં છે અનંત સાગર જેમાં માનવી પોતાનાં ભૂતકાળને ચિરકાળ માટે ડૂબાડી દઈ શકે, કયાં છે એ જાદૂઇ જળ જેવડે માનવી પોતાનાં સ્મૃતિ-પોપચાં પર અંકિત સંભારણાંઓને સદાને માટે ધોઇ નાંખે, અને કયાં છે પેલી જાદૂઇ લાકડી જેથી

માનવીનું સુખ–સ્વપ્ન એક ચિરંતન સત્યમાં પરિણમે? સંસારને સુખલોક બનાવવા અને પોતાના સ્વપ્નોને યથાર્થતામાં પરિણમાવવા મથવું એ માનવીના સ્વાભાવિક ભોળપણનું એક સારું ઉદાહરણ છે એ ઝાંઝવાનાં જળની પાછળ દોડે છે, પરંતુ તરસ છિપાવી તો દૂર રહી, તરસને અંગે તરફડી તરફડીને જ એ મૃત્યુ પામે છે.

પોતાની પ્રેમમૂર્તિ નૂરજહાંને પ્રાપ્ત કરી જહાંગીરે એને આત્મ સમર્પણ કર્યું, એને ચરણે આખું સામ્રાજ્ય અને સામ્રાજ્યની સમસ્ત સત્તા ધરી દીધી. નૂરજહાંએ એ ગ્રહણ કરી, હૃદયો પર શાસન કરતાં કરતાં હવે એને સામ્રાજ્ય પર શાસન કરવાનો ચસ્કો લાગ્યો. ભારત પર હવે માનવ–ભાવોનો દોર ચાલવા લાગ્યો. એક વંટોળીયો ઊપડ્યો, એક ભયંકર તોફાન ઊઠ્યું. હૂહૂકાર કરતી આંધી ઊપડી અને સર્વત્ર પ્રલયનાં ચિન્હો જણાવા લાગ્યાં. ખુસરો વહાલો ખુસરો કોણ જાણે ક્યાંય ચાલ્યો ગયો, એ દુર્દિનોમાં એ ગૂમ થયાની ખબર સુદ્ધાં ન પડી ખુર્રમ ને પણ કોણ જાણે ક્યાંય ઊડાડી મૂક્યો. શહરયાર તો બિચારો બેભાન પડ્યો હતો. જહાંગીર પણ આંખો મીંચી પડ્યો પડ્યો સુરા, સુંદરી તથા સંગીતનાં સ્વપ્નલોકમાં વિચરતો હતો. પરંતુ જ્યારે એક ઝોકો આવ્યો અને જ્યારે તોફાનનો અંત આવવા લાગ્યો ત્યારે જહાંગીરે જરાક આંખો ઉઘાડી, ને જોયું તો એને લઈને નૂરજહાં રાવલપિંડી તરફ ભાગ્યે જતી હતી. ખુર્રમ અને મહોબ્બતખાં જેલમની આ બાજુ ડેરા નાખીને પડ્યા હતા. જહાંગીરે પોતાને સંસારના રક્ષક લેખે જાહેર કર્યો હતો, પરંતુ ખુદ એનું પોતાનું રક્ષણ કરવા પણ જહાનનાં નૂરની જરૂર પડી. નૂરજહાંએ જોયું કે જો પોતાનાં પ્રેમપાત્રનું રક્ષણ એ નહિ કરે તો એની સત્તા એનું એ ગૌરવ, અને શાસન, બધુંયે નાશ પામશે. જહાંગીરને પોતાનાં હૃદય–પ્રદેશના અન્તરતમાં છૂપા કક્ષમાં છૂપાવી રાખવો, તથા એનાં હૃદયને, એનાં પ્રેમને ત્યાં બંદી બનાવી રાખવો એટલું જ એને બસ

ન લાગ્યું, એને પાલવમાં છૂપાવી, હૃદયસરસો ચાંપીને લઇ જવો જ એને વધુ આવશ્યક લાગ્યું.

+ + +

અકબરના શાસનકાળમાં જે માદકતા સામ્રાજ્ય પર છવાઈ રહી હતી, એનાંજ પરિણામે જહાંગીરના સમયમાં આવી આ અંધારી આંધી. અંધકારનાં એ કાળા વાતાવરણમાં, વાસનાનાં એ ઘોર-ઘનઘોર અંધારથી પૂર્ણ સંસારમાં પ્રેમ-મદિરા અને પ્રેમ-વિદ્રોહનું એકી સાથેજ એક ભીષણ પૂર આવ્યું, ભયંકર આગ લાગી. એ દાવાનળમાં બધુંયે સ્વાહા થઇ ગયું, અને એના એ ભસ્માવશેષોમાંથી પ્રગટયું પ્રેમ-સલિલનું પવિત્ર ઝરણુ—તાજ. સમુદ્ર મંથન વેળા કાલકૂટ વિષ પછી શ્વેત વસનધારી ધન્વંતરી હાથમાં અમૃતનું કમંડળ લઇને જેમ પ્રગટ થયા હતા, એજ રીતે સામ્રાજ્ય સ્થાપનામાં મોહ તથા ઉદ્દામ વાસનાઓની ભીષણ આંધી આવી, અને પછી પ્રગટ થયું એ પ્રેમામૃત, એ ધવલ-પ્રેમ-સ્મારક, અને દુનિયાને એ ભેટ ધર્યું શ્વેત વસ્ત્રધારી વૃદ્ધા શાહજહાંએ, મહાદેવની જેમ જહાંગીર પણ એ કાલકૂટ ભીષણ દાવાનળને પી ગયો, અને એના પ્રભાવે એ જીવન-પર્યંત જલતો રહ્યો; ને જ્યારે વિશુદ્ધ પ્રેમની જ્યોત પ્રગટી ત્યારે એને એણે પોતાનાં પુત્ર શાહજહાં તથા સંસારના સમસ્ત દર્શકો માટે ખૂલ્લી મુકી દીધી. વિષય વાસનાનું હળાહળ પી ને જહાંગીર જગતનો ખરેખરો રક્ષક બન્યો.

પણ વિષ એ વિષ જ હતું. વરસો સુધી પોતાના ભાંગ્યા હૃદયને જાળવીને રાખતાં રાખતાં જહાંગીર અકળાઈ ઊઠયો. એનું હૈયું સતત આઘાત સહેતું સહેતું ચૂરેચૂરા થઈ ગયું હતું. એ વિષ એની નસેનસમાં વ્યાપી ગયું હતું. અંદરો અંદર આગ સળગતી હતી, એ આગે જહાંગીરને ખાક કરી નાંખ્યો. નૂરજહાંએ એમાં અંતિમ આહુતિ આપી; વિષય-વાસનાનો એ દાવાનળ ફરી ચેતાયો, તરીથી આંધી ઊપડવા લાગી; મહોબ્બતખાં અને ખુરંમ દક્ષિણ તરફ નાઠા. પણ

એ રંધાઇ ગયેલા ખોખલા શરીરમાં હવે શું બાકી હતું ? આ વખતે જે આગ ચેતાઇ તે જહાંગીરનાં આ પાર્થિવ શરીરને જ બાળવા લાગી. એ ગરમી ન સહેવાતાં જહાંગીર શાંતિ માટે આ પાર્થિવ જગતના સ્વર્ગ ભણી દોડ્યો. ચિરકાળથી સંતપ્ત કરતી એ ગરમીને દબાવવા એ હિમાલયને આલિંગવા આગળ વધ્યો, પણ આ વખતે નિયતિને વધુ ફાવટ હતી. એક જ લબકારે— એક જ જ્વાળાએ એનાં નશ્વર શરીરને ખાક કરી નાખ્યું.

* * * *

દાવાનળ શાંત થયો. ઇંધનના અભાવે એનો અંત આવ્યો. પરંતુ જહાંગીરનાં એ ભસ્માવશેષોમાંથી આજે પણ એવી ઊની ઊની આહ નીકળે છે કે એને સહન કરવી પણ મુશ્કેલ બની છે. શાહજહાંએ એ ભસ્મને પત્થરોનાં એ સુંદર પ્રાસાદમાં મૂકી એને પાષાણથી જડી લીધા; છતાં આજે પણ એ સ્થળે એ ઊની ઊની આહ હાજર છે. રોજ-બ-રોજ એ પત્થરો પર તાજા-બ-તાજા સુગંધિત પુષ્પો ચડાવવામાં આવે છે, છતાં થોડાકજ કલાકમાં એ પણ એ ગરમીથી રંધાઇને કરમાઇ જાય છે. વિષય-વાસનાની નિરંતર ઊઠતી જ્વાળા આ પાર્થિવ જગતમાં કેટલા સહી શકયા છે ? ભાંગ્યા હૈયાનાં નિસાસાનો સામનો કેટલા કરી શકયા છે ? એક કોમળ કળીનું ફૂટવું એનું ખીલવું અને ખીલીને ફૂલવું, અહીં-તહીં ડોલવું, અને કાંટાળા કાંટાઓથી વિંધાવું, એ કાળા કાળા ભમરાથી કચડાવું, અને પછી કરમાવું, સૂકાવું, ઝરી પડવું ને માટીમાં મળી જવું. અનેક કળીઓ ખીલે છે. ઘણુંયે ફૂલો કચડાય છે, છતાં તેમ જ્વાળાઓ કોણ સહી શકે છે ? ખીલતી ગુલાબ-કળી ભલે એ ભાગેલા હૈયાનાં રક્તને અપનાવી રક્તવર્ણે પોતાનાં પાલવને રંગે, પરંતુ તેમ છતાં યે એ ભાંગ્યા આહનો સામનો કરવો, એ ઊનાં ઊનાં નિસાસા સહેવા...... કચડાયેલા ફૂલો અને તરફડતી કળીઓ સુદ્ધાં માટે એ અસંભવ છે.

આજે પણ એ પત્થરો ઉપર,-જહાંગીરનાં તરફડતા હૃદય ઉપર

મૂકવામાં આવેલા એ પાષાણો પર એક દીવડો ટમટમે છે. દીવડાની એ જ્યોત ઝબુકી ઝબુકીને રહી જાય છે. એ માટીના દીવડામાં ભરેલા એ સ્નેહને, અને એ સ્નેહથી રસબસ એ શ્વેત વાટને, વાસનાની પેલી પ્રદીપ્ત જ્યોત અત્યંત ધીરે ધીરે બાળે છે. દૂર-દૂરનાં દેશોમાંથી અગણિત પતંગિયાં એ જ્યોતનાં આકર્ષણે ખેંચાઇને અહીં ચાલ્યાં આવે છે, બળીને ખાખ થઈ જાય છે, અને એની એ ભભૂત ચોળતી એ વાટ જલતી જ રહે છે, અને એ પોતાનાં મસ્તક-રૂપી એ જ્યોતને હલાવી હલાવીને એ પતંગિયાંનાં જીવનને વખાણે છે જે એની સાથે જલીને ભસ્મ થઈ જાય છે. એ જલતા ચિરાગથી વધું દ્યોતક બીજી કઈ ચીજ એ સમાધિ પર મૂકી શકાય?

\+ + +

ઉન્મત્ત આંધીની જેમ નૂરજહાં ભારતીય રંગભૂમિ ઉપર આવી પણ હવે ઓસરતી ભરતીની જેમ એ ત્યાંથી અજાણ્યુ પણે જ પાછી ફરી. જહાંગીરનું અવસાન થયું, અને એ સાથે જ નૂરજહાંનાં સાર્વજનિક જીવને પણ વિદાય લીધી; એની મહાન સત્તા પણ અદૃષ્ય રીતે જ લુપ્ત થઈ ગઈ; રૂપ-વાસના તથા રાજમદની એ માદકતા કપૂર જેમ ઉડી ગઈ.

નૂરજહાંએ જોયું કે રાષ્ટ્ર-સાગરનાં તરંગો ધીમે ધીમે શમી રહ્યાં છે. ભારતીય આકાશમાં ઉઘાડ થઈ રહ્યો છે. પોતાની પ્રેમ-મૂર્તિને પોતાની સત્તાના દ્યોતકને ક્રુર કાળ દ્વારા નાશ પામતો જોવા છતાં યે એ સ્તબ્ધ હતી. સૃષ્ટિએ એક જ સપાટે એનું બધુયે સાફ કરી નાંખ્યું. નિજ સર્વસ્વને લુંટાતું જોયાં છતાં એની આંખમાં આંસુ નહોતા, મોંમાં આર્તનાદ નહોતો. એની નજર સામે જ એનું સર્વસ્વ લુંટાતું રહ્યું હતું. ને એ ચૂપચાપ ઊભી ઊભી એ જોતી હતી. નિયતિની કઠોર થપાટો ખાવા એ જાણે ટેવાઇ ગઈ હતી. જન્મથી જ ઉત્થાન, પતન અને ભાગ્યની ચડતીપડતીનો સામનો

કરવો એ એની પ્રકૃતિનું એક અવિભાજ્ય અંગ બની ગયું હતું.

શક્તિરૂપી મદિરા પીઈને નૂરજહાં ઉન્મત્ત બની ગઈ હતી. એનો કેફ ઉતરતો હતો, પણ ખુમારી હજુયે રહી હતી. જૂનાં સંભારણાં,ને જૂનાં સંસ્કાર, એ શક્તિશાળી દિવસોના એ સંભારણાં પણ એને સતાવતા હતા. મંત્રમુગ્ધ શી પોતાની જૂની આદતનાં જ પરિણામ–સ્વરૂપ નૂરજહાં એકવાર ફરીને ઊઠી શાસન સૂત્રોને પોતાના હાથમાં લેવા, શાસનનાં વિખરાયા બંધનોને ફરી જકડવા, અને પોતાની શક્તિને સંગૃહિત કરવા એણે ઇચ્છા કરી, પણ એનો એ જૂનો ઉત્સાહ, ને જૂની આકાંક્ષાઓ ક્યાં હતા!... ...નિરાશાનું અંધારું ધુમ્મસ એના જીવનપર છવાઇ રહ્યું હતું. એની આશાઓનો સૂરજ આથમી ચૂકયો હતો. શાહજહાંનાં ભીષણ ધક્કાને સહી ન શકતાં નૂરજહાં પડી ગઈ. અર્જુનની જેમ એણે પોતાનાં જૂનાં સંસ્મરણોને આધારે ફરીથી ઊભા થવાનો, એકવાર ફરીને પોતાની સત્તા પ્રદર્શિત કરવાનો પ્રયાસ કર્યો, પરંતુ એની સત્તાનો એ રથનો આધાર ક્યાં હતો? એનાં જીવન–રથનો એ સારથિ જ હવે નહોતો જે એને સફળતાના પંથે દોરી શકે તેમ હતો.

નૂરજહાં આ લોકમાં આવી હતી. કાંતો શાસન કરવા યા કાંતો વિસ્મૃતિનાં ઊંડા ગહ્વરમાં પોતાની જાતને વિલુપ્ત કરવા એ આવી હતી. દુનિયા સાથે રમત કરવા, પણ દુનિયા માટે એ પોતે રમતની વસ્તુ નહોતી. માનવ–ભાવોનાં સાગરમાં સતત ઊઠતા તરંગોને દાબી એ પર શાસન કરવું, યા એ તરંગોને ચીરીને એ અનંતસાગરમાં સદાને માટે શમી જવું એ જ એનો ઉદ્દેશ હતો. એ નિર્બળ તરંગો દ્વારા અહીં–તહીં પટકાવું એને પસંદ ન હતું. એની સાથે એ તરંગો મન ફાવી રમત રમી જાય એ એક અસંભવિત વાત હતી.

પોતાનાં પ્રિયતમનાં મૃત્યુ પછી જ નૂરજહાંએ એનાં સાંસારિક

જીવનમાંથી વિદાય લીધી. પોતાનાં પદથી પતિત ભગ્ન સુંદર મુર્તિ જેવીજ નૂરજહાં ભારતીય રંગભૂમિ ઉપર અસ્ત-વ્યસ્ત પડી હતી; પરંતુ......ના......દુનિયા વધુ સમય સુધી એ દૃષ્ય જોઇ ન શકી, એ પર વિસ્મૃતિનો પડદો પડતો હતો. દુનિયાએ એને વિસારે પાડી, નૂરજહાંનાં આખરી દિવસોની એને જરાયે પરવા કે ચિંતા ન હતી.

બહુ ઊંચેથી પડતા જળધોધને જોવા લોકો સેંકડો ગાઉની મજલ કાપીને પણ આવે છે. ત્યાં કોણ જાણે કયાંથી પાણી આવે છે અને કયાંયે ચાલ્યું જાય છે. એ પડતી જળધારામાં, પતનોન્મુખ એ પ્રવાહમાં કયું આકર્ષણ છે ? એ ઊંચા કાંગરાઓ સાથે પછડાઇને એ જળધારાનું ફેલાઈ જવું, બિન્દુ બિન્દુ થઇને ફુવારારૂપે અહીં-તહીં વિખેરાઈ જવું. હવામાં મળી જવું—બસ, એજ દૃષ્ય જોવામાં માનવીને આનંદ આવે છે. કયાંથી આવે છે આ પાણી ? નીચે પડે છે ત્યારે એની શું દશા થાય છે ? કેવી બેપરવાઈથી એ છિન્ન-ભિન્ન થઇ જાય છે ? અને આગળ જતાં, એ કઠોર ધરતી પર પડતાં એ પાણીનાં કેવા હાલ થાય છે એનું વિવરણ કોણ પૂછે છે ? ધોધ અને એનાં પરિણામ સ્વરૂપ ઊડતાં એ વારિ-કણો, એટલાથી માનવી તૃપ્ત થઈ જાય છે.

નૂરજહાંએ જીવતોજીવત મૃત્યુનું આલિંગન લીધું હાસ્યને ત્યાગી એણે હા-હા-કારને અપનાવ્યો; પ્રકાશને મૂકી એણે અંધારનો આશરો લીધો. વિલાસને ઠોકર મારી એણે તપનો પ્રારંભ કર્યો, રંગ-બે-રંગી વસ્ત્રો છોડી એણે શ્વેત વસ્ત્ર અંગીકાર કર્યાં. વિનાશનો, ઓરાં આવતાં મૃત્યુનો એ કરૂણ નિનાદ સાંભળવા છતાંયે એનું દિલ કંપતું ન હતું. મૃત્યુનો એ અજ્ઞાત, અસ્પષ્ટ પદધ્વનિ સાંભળવામાંજ એને આનંદ આવતો હતો. પોતાનાં મૃત્યુને એણે નજર સામે નાચતું જોયું. ધ્વંસનાં રુદ્રરૂપને જોઇને પણ એ અવિચળ રહી, અને જ્યારે એ અજ્ઞાત લોકમાંથી કોઇએ એને મૂક

આહ્‌વાન કર્યું, ત્યારે પણ એ પોતાની ચિર–પરિચિત શાંત ધીમી ચાલે જ બેધડકપણે ત્યાં તે તરફ ચાલી ગઇ. આ લોક છોડી એણે એ બીજા લોકમાં અજ્ઞાતપણે પદાર્પણ કર્યો. જહાનનું નૂર લૂંટાઇ ગયું, અને એ જહાનને–જગતને એની ખબર પણ ન પડી. આજે પણ એ શ્વેત સમાધિના અંદરના ભાગમાં એની કબર પર પડેલા કરમાયેલાં સુંદર ફૂલોની સૌરભ એનાં–એ નૂરજહાંનાં–આખરી દિવસોની યાદ આપે છે.

* * * *

એક જ નગરમાં આ ત્રણેય ભગ્ન–હૃદયોની કબર ઊભી છે. ત્રણ જુદે જુદે સ્થળે રહેનારાં દૈવ સંજોગે અહીં એકત્રિત થયાં હતા. પરંતુ જે નિયતિએ એમને અહીં એકઠા કર્યા હતાં, એણે જ એમને જુદા જુદા કરી મૂકયા. એ ત્રણે કબર હજુયે એક જ શહેરમાં છે, તેમ છતાંયે એ દૂર દૂર છે. નિજનિજનો હૃદયભાર વહેતી, નિજનિજની અતૃપ્ત વાસનાની આગને દિલમાં ગોપવી, ભગ્ન–હૃદયનાં ટુકડાઓને સમેટી એ ત્રણેય શતાબ્દિઓથી પોત–પોતાને સ્થાને ઊભી છે.

આ લોકમાં આવીને પોતાની આશા–આકાંક્ષાઓ કોણ પૂર્ણ કરી શક્યું છે? ચિર–મિલનનું સુખ કોણે મેળવ્યું છે? થોડી જ પળોનો, થોડા જ દિવસોનો, થોડા જ વર્ષો યા યુગોનો સયોગ...... અને બસ, અહીં જ સંસારની જીવન–કથા, સુખ વાર્તા સમાપ્તિ થઈ જાય છે. વિયોગ, વિયોગ, ચિરવિયોગ અને એ પર વહાવેલા આંસુ, બસ એજ શેષ રહી જાય છે. અને ત્યારે .......હ...હ...હાર કરતું ભાવનાનું વાવાઝોડું ઉપડે છે, હૃદય સળગી ઊઠે છે, આંસુઓનાં પૂર ઉભરાય છે. ઉનાં ઉનાં ઉચ્છવાસો પડે છે.......અને અંતે શેષ રહે છે સ્મૃતિરૂપ દીપકની એ શ્યામલ ધૂમ્રરેખા, જે જલી જલીને અંધારઘેરા પટને અધિકાધિક અંધકારમય બનાવે છે–તે; અને એ આંસુ જે એ નિરાશામય, શાંત

નિસ્તબ્ધ વાતાવરણમાં કોઈક અજ્ઞાતપણે સારે છે.

અને એ ત્રણે કબર ઉપર આજે પણ કોઈક આંસુ સારે છે. રાત વેળા આજે પણ જ્યારે સૂ...સૂ કરતો ધ્રુજતો ઠંડો પવન ફૂંકાતો હોય છે, ત્યારે એ વિગત રાજ્યશ્રીવાળી કબરો પર નાનાં નાનાં કોડિયાં ટમટમે છે, અને જ્યારે એની નાની એવી ઉજ્જ્વળ જ્યોત ઝબૂકી ઝબૂકીને રહી જાય છે ત્યારે કાળી ચાદર ઓઢીને એ અસીમ અંધારામાંથી કોણ જાણે કોણ આવે છે, રાત આખી તે કબરો પર એ રડે છે; અને અરૂણોદય પહેલા પોતાની ચાદર સંકેલી ચૂપચાપ ચાલ્યું જાય છે. પ્રભાતવેળા પૂર્વ તરફ, રાત આખી રોતાં રોતાં રાતી થયેલી એક આંખ જ્યારે નજરે ચડે છે, ત્યારે એ કબર પર અહીં-તહીં સરેલાં અશ્રુકણ દેખા દે છે. એજ આંસુઓ આજે પણ એ વ્યાકુળ, પ્રેમથી પ્યાસા માનવીઓનાં ધધકતા ભગ્ન-હૃદયોની આગને શાંત રાખી રહ્યા છે.



## વેરાન સ્વર્ગ

અને એ પણ દિવસો હતા જ્યારે પાષાણો સુદ્ધામાં જોબન પ્રગટી ઊઠ્યું હતું, મદમાતા જોબનની રેખાઓ એનાં પર ઉપસી આવી હતી, એને પણ શૃંગારની અભિલાષા જાગી હતી. જ્યારે એની બંકી છટા પર મુગ્ધ થઇને બહુમૂલાં રંગ–બે–રંગી સુંદર રત્નો પણ એ કઠોર નિર્જીવ પાષાણોને આલિંગવા દોડયા હતા. સુવર્ણ અને રૌપ્યે પણ જ્યારે એને વિંટળાઇને ધન્યતા માણી હતી. એનો ચિર–સહવાસ મેળવવા એ અધિર ને આકુળ બન્યા હતા. પોતાની ઉગતી જુવાનીમાંજ એ પાષાણો મતવાલા બની રહ્યા હતા, એમનું સૌંદર્ય છલકાઈ જતું; અને ત્યારે, એ શ્વેત પાષાણોમાંથી પણ વાસના અને આકાંક્ષાઓની રંગ–બે–રંગી ભાવનાઓ ઝળકતી હતી. એ યૌવનપૂર્ણ સુંદર સુડોળ પાષાણોમાં એ આભૂષણ, એ સુંદર પુષ્પ......સાચા સુકોમળ સુગંધિત પુષ્પો પણ એને સ્પર્શતાં જ પોતાનું અસ્તિત્વ ભૂલી ગયા: એનાં પ્રેમમાં પત્થર બની ગયા. એ પત્થરોમાં પણ સજીવતા અનુભવીને એ ચિત્રવત રહી ગયા. અને એ મદમાતા પાષાણોએ પોતાનાં પ્રેમીઓને, પોતાનાં ગળામાંનાં એ હારોને અમરત્વ અર્પ્યું.

આ પત્થર, એ પાર્થિવ સ્વર્ગના પત્થર હતા. ભારત–સમ્રાટજ નહિ, પરંતુ ભારતીય સામ્રાજ્ય, સમાજ તથા ભારતીય કળા પણ જે સ્વર્ગમાં બેહોશ વિચરતી હતી. એ પત્થરોની સજીવતા ઉપર,

એની મસ્તી ઉપર, એના નિરાળાપણા ઉપર, ને એની ખુમારી અદા ઉપર, એનાં ઉછળતા જોબનના આકર્ષણે જગત મુગ્ધ હતું, એને ચરણે આળોટતું હતું. એને ધરાઇ ધરાઇને નિરખવા પાગલની જેમ આંખો ફાડી ફાડીને જોતું હતું એની મસ્તીના હજારમાં ભાગને પણ મેળવવા એ નાના બાળકની જેમ જીદે ભરાતું, રોતું વલખાં મારતું હતું......પરંતુ એ પત્થર તો પત્થર જ હતા, અને વધુમાં યૌવનનો ઉન્માદ...પોતાના દમામમાં,—પોતાની છટામાં એ અક્કડ બનતા જતા હતા, પોતાના મતવાલાપણામાંજ એ ડોલતા હતા, પોતાનાં અમરત્વને માણતા એ ગુમાન કરતા હતા પોતાના ગળામાંના પ્રેમી—પુષ્પો તરફ એક નજર સરખી કરવા પણ એ જરા જેટલાયે ન ઝુકયા,... સંસાર, દુઃખ દર્દભર્યા નાશવંત જગતની એ શા માટે પરવા કરે?

પત્થર પત્થર......અરે! એ પાર્થિવ સ્વર્ગનાં પત્થરો સુદ્ધાંમાં જુવાની છલકાતી હતી, એનામાં પણ જો આટલી મસ્તી હતી, તો એ સ્વર્ગ......અને એનાં એ નિવાસી. એમને પણ મસ્ત, ઉન્મત્ત બનાવી મૂકનારી મદિરા......આઠે પહોર મસ્તીમાં ડોલનાર સ્વર્ગ નિવાસીઓના એ સ્વર્ગીય શ્વાસોને પણ મદોન્મત્ત મદિરા......એનો વિચાર માત્ર જ મસ્ત કરી દે એવો છે, તો પછી એની એક ઘૂંટ, એક મદભર્યો પ્યાલો,......

પ્યાલો, પ્યાલો, એ મદભર્યો પ્યાલો, એ સ્વર્ગમાં છલકાઈ રહ્યો હતો. એની લાલીમાં પત્થર સુદ્ધાં પગથી માથા સુધી તરબોળ રંગાઇ રહ્યા હતા. દુનિયા ઊભી ઊભી એ જોતી હતી, ને તલસતી હતી......પરંતુ એક દિવસે એ સ્વર્ગનો સર્જક સુદ્ધાં આ મસ્તી તરફ પ્યાસી નજરે જોઈ રહ્યો હતો, એને આહવાન આપતો આંખો પાથરી રહ્યો હતો. સ્વર્ગીય ઉન્માદની એ મદમાતી મદિરાના થોડાક પણ ઉન્મત્તકારી બિન્દુઓ એકત્ર કરવા નયનરૂપી બે બે પ્યાલીઓ આગળ ધરી એકીટશે એને જોઈ રહ્યો હતો. ત્યારે...જહાનનો શાહ

માદકતાની ભીખ માગવા નીકળ્યો હતો. એનાં પ્રેમ પર પત્થરો ખડકાઈ ચૂકયા હતા, એનું દિલ માટીમાં મળી ગયું હતું. એની 'પ્રિયતમાનું' એ હાડપિંજર સુંદર અજોડ તાજ પહેરી બીભત્સ અટ્ટહાસ્ય કરતું હતું. પ્રેમ–મદિરા ઢળી ચૂકી હતી, અને શાહજહાં શૂન્ય નેત્રે સંસારને જોઈ રહ્યો હતો. એની પ્રેમ–પ્રતિમા ખંડિત થઈ હતી, હૃદય–સિંહાસન ખાલી પડયું હતું, અને...એનાં ચરણતળે ભારતીય સામ્રાજ્ય પથરાયેલું પડયું હતું. કોહીનૂર મઢયો તાજ પગમાં પડયો પડયો મસ્તકે શોભાવાની રાહ જોતો હતો, રાજ્યશ્રી એની સમક્ષ નર્તન રત હતી. પોતાના હાવભાવ દ્વારા એ માત્ર એને જ નહિ, પણ દુનિયા આખીને લોભાવવા ખૂબ જ મથતી હતી, અને એનાં હૃદયને પણ પોતાનાં સાણુમાં સકારવા અનંત સૌંદર્ય વેરતી હતી.

મદિરા ! મદિરા ! એ મસ્તી ! માદકતાનું એ નર્તન...... એકવાર હોઠે અડયા પછી એ અળગી નથી થતી. સ્વપ્નો જોવાની સુખ–સ્વપ્નલોકમાં વિહરવાની લત એકવાર પડયા પછી એનાં વિના જીવન નીરસ બની જાય છે. પ્રેમ મદિરાને ધરતી પર ઢોળી નાખી શાહજહાં ફરી મસ્તી મેળવવા આતુર થઈ રહ્યો હતો. પોતાના જીવન સર્વસ્વને ગુમાવી એ જીવનનો કોઈ બીજો આધાર શોધતો હતો. સુંદર સુકોમળ અનારકલીને કચડી નાખનારી કઠોર હૃદયી રાજ્યશ્રી એની સહાયક બની. શાહજહાંની પ્યાસી ઇચ્છાને સંતોષવા એણે રાજ–મદિરા ઢળી. બે બે પ્યાલામાં એકી સાથે સુખ–સ્વપ્નલોકની એ મસ્તી માણી શાહજહાં બેહોશ બની ગયો. રાજ્યશ્રીએ સમ્રાટને પ્રેમલોકથી ભૂલથાપ આપી સંસારનાં સ્વર્ગ તરફ આકર્ષ્યો; અને શાહજહાં મંત્ર–મુગ્ધવત્ એ સ્વર્ગ તરફ આગળ વધ્યો. હું એ પ્રેમી પોતાની પ્રેમિકાને ખોઇને ખુદ પોતે પણ ખોવાઇ ચૂકયો હતો, હવે આ સ્વર્ગમાં પહોંચી એ પોતાનાં પેલા પ્રેમ–લોકને પણ ખોઈ બેઠો.

આ પૃથ્વી–લોકમાં સ્વર્ગ, આ ધરતી પર બેહિસ્ત......એ ભાવી જીવનમાં સ્વર્ગ સાંપડવાની આશા જ અનેકાનેક વ્યક્તિઓને પાગલ કરી મૂકે છે, તો પછી આ જગતમાં, આ પાર્થિવ–લોકમાં સ્વર્ગ સાંપડતા, એને પ્રત્યક્ષ જોઈ એમાં વિહરવું.....સ્વર્ગનું સ્વપ્ન માત્ર જોઈને આ પાર્થિવ જીવનને કોણ નથી ભૂલ્યું ? અને તો પછી એ પાર્થિવ સ્વર્ગનો નિવાસ, એનાં એ બધાં સુખ, એ જીવનની મસ્તી......સદેહે એ સ્વર્ગમાં પહોંચી નિજ અસ્તિત્વને ભૂલી જવું; પોતાનાં વ્યક્તિત્વને જ વિસરી જવું એ કંઈ અશક્ય વાત નથી. અને આ બધાથી વધુ નવીન પ્રેયસીનો પ્રેમ, પ્રૌઢત્વમાં પુનઃ પ્રેમનો પ્રાદુર્ભાવ, એનું પ્રસ્ફૂટન અને વિકાસ એક જ વાત માનવીને પાગલ કરી મૂકવા બસ હોય છે, તો આટ–આટલીનું સમિશ્રણ. અજબ હતી એ મસ્તી.

મોગલ સામ્રાજ્યે પણ પ્રૌઢત્વ પ્રાપ્ત કરીને આળસ મરડી. પોતાનાં રક્ષકનો તિરસ્કાર કરી જહાંને પોતાનાં શાહને અપનાવ્યો, એને પૂજ્યો, એને ચરણે પ્રેમાંજલિ ધરી, અને એ શાહે પોતાના જહાન તરફ નજર નાખી. એનાં એ સામ્રાજ્યનાં યૌવનનો ઉન્માદ પણ હવે જરા ઓસરવા લાગ્યો હતો, નૂરજહાં ભારતીય રંગભૂમિ પરથી વિદાય લઇ ચૂકી હતી. પોતાની છેલ્લી પ્રિયતમા મુમતાજને ગુમાવી સામ્રાજ્યે એની આખરી અદા તાજની અમર સુંદરતામાં નિહાળી, પરંતુ હજુયે નિત્ય નવીન ઇચ્છા નહોતી ગઈ. વિસ્તરતા સામ્રાજ્યને પ્રૌઢાવસ્થામાં પણ નવીન પ્રેયસીની ઇચ્છા જાગી; આગ-રાની સાંકડી શેરીઓ, સામ્રાજ્યના ધબકતા જીવંત હૃદયને પોતાનામાં સમાવવા પર્યાપ્ત ન જણાઇ. સામ્રાજ્યનો પ્રેમ–સાગર શાંત થઈ ગયો હતો, છતાં હજુયે અનંત અમાપ મહોદધિ એ વક્ષઃસ્થળમાં હિલોળા લઇ રહ્યો હતો. પ્રશાંત મહાસાગરમાં તરંગો ક્યારેક ક્યારેકજ ઊઠે છે, પરંતુ એ ચંદ્ર શા મુખડાને જોઇ એ પણ આકર્ષાય છે. અજાણતા ઉમટી પડે છે...એ ચંદ્રનું એ આકર્ષણ......એ સાધારણ

સાગર પણ એનાં પ્રભાવથી મુક્ત રહી શકતો નથી. તો પછી એ પ્રેમસાગરનું ન આકર્ષાતું......વિશ્વમાં વિરલા જ એ આકર્ષણનો સફળ સામનો કરી શકે છે.

નવીન પ્રેયસી માટે સામ્રાજ્ય અધિર–આતુર થઈ ઊઠયું. સમ્રાટ વિધુર બની જ ચૂકયો હતો. સામ્રાજ્યે પોતાની પ્રથમ પ્રેયસી આગરા નગરીને પોતાનાં હૃદયમાંથી બહાર ફગાવી દીધી; અને એ બેઉને રિઝાવવા રાજ્યશ્રીએ નવ–વધુનો વિચાર વહેતો કર્યો. અનંત યૌવનાએ બહુ ભર્તારને ચૂંટી. એ પાંચાળીએ પણ સમ્રાટ અને સામ્રાજ્યને બેઉને સાથેજ પતિ તરીકે સ્વીકાર્યા. અને......એ પાંચાળી માટે પણ એ જ કુરુક્ષેત્રમાં મહાભારત ખેલાયું, એનાં પતિને પણ બાર વર્ષનો વનવાસ મળ્યો, એને યે દેશદેશ ભમવું—ભટકવું પડયું; અને એનાં પુત્ર ના! ના! એ પહેલા પણ શકય નહોતું, ને ભાવીમાં પણ શકય નહીં બને. પાંચાળીના ભાગ્યમાં પુત્ર–પૌત્રનું સુખ નહોતું લખાયું, નથી લખ્યું.

કોણ જાણે કેટલાયે સામ્રાજ્યોની પ્રિયતમા, વેસન વિધવા નગરી હવે પુનઃ સધવા બની. પોતાનાં સેંથમાં સિન્દુર ભરતાં એણે રાજ્યશ્રી સાથે સોદો કર્યો. પોતાનાં પ્રેમીનું સ્થાયિત્વ આપી બદલામાં એણે અનંતયૌવન મેળવ્યું. અને હવે નવીન આશાઓનાં એ સોનેરી વાતાવરણમાં દિલ્લીનું ચિર–યૌવન પ્રગટ થયું. દિલ્લીએ ફરી રંગ બદલ્યો. નવો વેશ ધારણ કર્યો, વૈધવ્યનાં એ ફાટયા ચિંથરાને દૂર ફગાવી એણે ઉન્મત્ત કરી મૂકનારી લાલીમાં પોતાને રંગી, અને નવવધુ જેવો શૃંગાર કર્યો, અને પછી પોતાનાં વક્ષ–સ્થળમાં નવા પ્રેમીને સ્થાન આપવા એણે એક નવા હૃદયનું સર્જન કર્યું. એ મહાન પ્રેમી માટે, પોતાનાં એ નવીન પ્રીતમને કાજે દિલ્લીએ આ અવની પર સ્વર્ગ ઉતાર્યું. ભારત–સમ્રાટ માટે, દિલ્લીશ્વરના સુખાર્થે પૃથ્વી ઉપર સ્વર્ગ પણ આવી પહોંચ્યું. એ વીરાંગના દિલ્લીએ

આ પાર્થિવ જગતમાં સ્વર્ગ ખડું કર્યું, અને આ વખતે એ સામાન્યાએ જહાનનાં શાહને એ સ્વર્ગરૂપી હૃદયને આધિષ્ઠાતા બનાવ્યો. અને આ રીતે જગદીશ્વરની જેમ દિલ્લીશ્વરે પણ સ્વર્ગમાં નિવાસ કર્યો, તથા એ પાર્થિવ કુલટા દિલ્લી એ સ્વર્ગીય ઇન્દ્રાણી સામે જીત મેળવી.

* * *

નવ-વધૂએ પોતાના પ્રિયતમનું સ્વાગત કર્યું. પેલે પારથી આવતા શાહજહાંએ યમુનામાં એ નવા સ્વર્ગનું પ્રતિબિમ્બ જોયું–એ લાલ ભીંત અને એનાં પરનાં એ શ્વેત સ્ફટિક મહેલો, એ લાલ લાલ સેજ પર આડે પડખે પડેલી એ શ્વેતાંગી–પોતાનાં પ્રિયતમને આવતો ભાળી જરા સંકોડાઈ, નવ-વધૂનાં ઉજળા મોં પર રતાશ ફરકી ગઈ અને શરમાઈને એણે પોતાનું મોં સાળુમાં ગોપવી લીધું, બન્ને હાથ વડે ઢાંકી દીધું.

અને યમુનાનાં પ્રવાહમાં હવાના જરા જેવા ઝોંકાથી પણ ઉભરાઈ જનાર એ ધારા પર, નિરંતર ઊઠતા તરંગો ઉપર શાહજહાંએ જોયું તો એ સ્વર્ગીય અપ્સરાઓ, અન્ય સૃષ્ટિની એ સુંદરીઓ, પોતાની અદભૂત અદાને રંગબેરંગી વસ્ત્રોમાં સમેટી, એ બારીક વસ્ત્રોમાંથી દેખાતા એ શ્વેતાંગીની એ અદભૂત કાન્તિથી સુશોભિત, પોતાનાં ગોરા નાજુક પગ ઉપર મેંદી લગાવી, એનાં સ્વાગતમાં નૃત્ય કરી રહી છે. અવની પર અવતરેલા સ્વર્ગાધિપતિનાં આગમન સમયે એ દિવસે એ મહાનદી ઉપર પોતાનાં સૌંદર્ય, લાવણ્ય અને પોતાની કળાનું પ્રદર્શન યોજીને, જહાનનાં શાહનાં એ સ્વર્ગલોકમાં નવીન પ્રેયસીનાં એ સ્વર્ગીય હૃદયમંદિરમાં સ્વાગત કાજે આવી છે. અને એ મહાનદીનું એ કૃષ્ણવર્ણું વારિ એની કાન્તિથી ઉજ્વળ થઈ એનાં પગની પાની ઉપરની મેંદીની લાલીને પ્રતિબિમ્બિત કરતું

આનંદથી કલ્લોલતું ચાલ્યું જાય છે. યમુના એકાએક ત્રિકાલસંબંધી દશ્યોની ત્રિવેણી બની ગઇ, ઉત્થાનની લાલી, પ્રતાપનો પ્રકાશ અને અવસાનની કાલિમા ત્રણેનું સામટું પ્રતિબિમ્બ એ મહાનદીમાં પડતું હતું, પરંતુ અવસાનની એ કાલિમા કયાં ગઇ? લાલી અને ઉજ્જ્વળ પ્રકાશે એને ગોપવી દીધી, કોઇને સ્મરણમાં પણ ન રહ્યું કે ગઈ રાત્રિની ક્ષીણ થતી કાલિમા આવતી રાત્રિ સ્વરૂપે ફરી હાજર થઈ એક છત્રું શાસન કરે છે; અને ત્યારે એ જીવન પ્રવાહ એ સ્વર્ગથી ઘણો દૂર જઈ પહોંચશે, પોતાની બીજી ધારામાં જ વહેશે. સ્વર્ગનું સુખ જોઇને, એનાં આ દુઃખદ અંતની કલ્પના ત્યારે કોઇને પણ કયાંથી આવે? અનંત-યૌવના વિષ-કન્યા પણ હોય છે; ચંદ્રનું જે કલંક એક વખત એનું આ ભૂષણ બની રહે છે તેજ વધતાં વધતાં પૂર્ણિમાનાં પૂર્ણચંદ્રને અમાસની કાલિમાથી રંગી દે છે. પ્રેમ-પ્રણયની એ મસ્તીના ઉભરાતા પ્રવાહમાં એ બધી કલ્પના ડૂબી ગઈ. ઉલ્લાસનો એ દિવસ હતો. પ્રથમ મિલનની એ રાત હતી. સુખ છલકાયું જતું હતું, સૌંદર્ય ઉલ્લાસના પ્રવાહમાં ધોવાઈ ધોવાઈને વધુને વધુ નિતરતું જતું હતું. મદિરા-સાગરમાં ભરતી આવી હતી, એ દિવસે તો એનાં એ લાલ-ગુલાલ ઊભરાતા તરંગો અને એ પર ચમકતાં એ શ્વેત ફીણ......એણે આખાયે સ્વર્ગને રંગી દીધું; અને માદકતાના સાગરને તળીયે જામેલો મેલ, એ શ્યામલ યમુના, એ તો એ સ્વર્ગને તળીયે જ પડી રહી.... અને એ તળીયે જામેલા મેલમાં પણ લાલીની ઝલક દેખાતી હતી, આભાની ચમક એમાં પણ મોજુદ હતી.

પ્રથમ પહેલા મિલનનો એ ઉત્સવ હતો. અનંતયૌવનની લાડકવાઇની મધુરજની હતી. જહાનનો શાહ એનાં હૃદયમાં આવાસ કરવા આવ્યો હતો, ને પોતાનાં વહાલાનું સ્વાગત કરવામાં પાંચાળીનું હૃદય, એ સ્વર્ગ આજે ફૂલ્યું નહોતું સમાતું. એ સ્વર્ગનો અન્તરંગ એની સુંદરતા વર્ણવવી અસંભવિત છે. અનંતયૌવનાની લાડિલી,

સિદ્દહસ્ત વારાંગનાનો શૃંગાર......એમાં સુંદરતા હતી, માદકતા હતી, આકર્ષણ હતું; પરંતુ યનગનતા નવયૌવનનો ઉછાળ એમાં નહોતો. નિરન્તર વધુને વધુ ઉંચા ઊડતા તરંગોની જેમ એ વક્ષઃસ્થળ ઉપસેલું નહોતું. પ્રૌઢ પ્રેમીઓનો એ પ્રેમ હતો. સૌંદર્ય તથા માદકતાનો રંગ એટલો તો ઘેરો ચડયો હતો કે એમાં બીજી કોઈ વિભિન્નતા દેખાતી જ નહોતી. સ્વર્ગમાં અને ચડતી–પડતી...જ્યાં સમાનતા હોય ત્યાંજ નિરન્તર સુખ, ચિરસ્થાયી આનંદ, અક્ષય વિલાસ ઘર કરી શકે છે. સ્થિરતા, સમાનતા, અને પ્રશાન્ત ગંભીરતા જ સ્વર્ગની વિશેષતા છે. સ્વર્ગનું સુખ પ્રૌઢોનાં પ્રેમ જેવું—પ્રૌઢોના મનોભાવો જેવું સમાન, પ્રશાન્ત મહાસાગરના વક્ષ સમ સપાટ અને એનાં જેવુંજ ગંભીર અને અગાધ હોય છે. કયારેક કયારેક ઊઠતાં નાનાં નાનાં તરંગો જ એનાં વક્ષઃસ્થળને લગીર ઉપસાવી દે છે, તેથીજ એનામાં સૌંદર્ય આવે છે, અને એ નાનાં નાનાં તરંગો પર નૃત્ય કરે છે એ યૌવન–સુંદરી. યૌવન-મદિરાએ રંગાયેલ એ પ્રેમ—મહોદધિમાં ઊઠેલી ગાઢ ભાવોની લાલ લાલ લહરીઓ ઉપર જ સ્થિર છે એ શ્વેત પ્રાસાદ, સ્વર્ગ–લોકનાં એ સુંદર ભવન, સ્વપ્નસંસારની એ સ્ફટિક વસ્તુઓ, ને ભાવ–લોકની ગાઢ ભાવનાઓનાં એ ભૌતિક સ્વરૂપો.

વાસનાના પ્રવાહથીજ ઊડે છે એ નાનાં નાનાં આનંદ પ્રદાયક શુદ્ધ બિન્દુઓ, એ કાલકુટ વિષમાંથી પ્રગટતા રસામૃતનાં એ રસબિન્દુ, જે પોતાની સુંદરતા અને મધુરતાથી એ પ્રવાહની કલુષિતતાને ધોઈ નાખે છે, એની કાલિમાને પણ અધિક સૌન્દર્ય અર્પે છે, અને પોતાનાં માધુર્યથી એ મદમાતી લાલ-લાલ મદિરા સુદ્ધાંમાં મધુરતા ભરી દે છે. અવસ્થભાવી અંતમાં સાંપડતી અમરત્વની ભાવના જ માનવ–જીવનને સૌન્દર્ય તથા માધુર્ય પૂર્ણ કરે છે. આ પાર્થિવ સ્વર્ગ યા પેલેપારનું એ બેહિસ્ત, એક જ ભાવના, એક જ વિચાર પ્રવાહ, ચિરસુખની ઈચ્છા જ એમાં જોવા મળે છે. અને સુખ, સુખ...માનવી એને માટે

ક્યાં ક્યાં નથી ભટકયો? નથી ભટકતો? શું શું નથી શોધતો? કઈ મુસીબતો, મુશ્કેલીઓ નથી સહેતો? શું બાકી રાખે છે? અને સ્વર્ગ-સુખ, સુખ-ઈચ્છાનો એ ભાવનાપૂર્ણ પુંજ, એ તો માનવીની મુસીબતો અને મુશ્કેલીઓને,સુખ સુધી પહોંચવા એણે સહેલા અપાર કષ્ટોને જોઈને હસી પડે છે. ને માનવી એ કુટિલ હાસ્યને પામીને જ મુગ્ધ બની સ્વર્ગ સાંપડ્યાનો આનંદ અનુભવે છે.

સ્વર્ગનું એ લગીર હાસ્ય, એનું એ રહસ્યમય સ્મિત...ઓહ! એક સ્વરૂપ ધારણ કરવામાં, એક સુચારૂ દૃષ્ય બતાવવા માટે એણે કેટકેટલાનો સંહાર કર્યો-કરાવ્યો? આ પાર્થિવ જગતનું એ સ્વર્ગ જહાનનું નૂર, સૃષ્ટિનું સૌંદર્ય ત્યાં વિખેરાયેલું પડ્યું હતું, સુવર્ણ અને રત્નો ભૂષિત તાજ માટીમાં પડેલ મુમતાજનાં અસ્થિપિંજરને પ્રકાશપૂર્ણ બનાવી રહ્યો હતો. હજારો છિપલીઓનાં હૈયાં ચીરી ચીરીને કાઢેલાં મોતી અહીં-તહીં ચમકતા હતા. એ અન્યલોકની સુંદરીઓ આ લોકને અજવાળવા અહીં દોડી આવી હતી, હજારો પુષ્પોનાં હૃદયનિચોવીને એમાં સૌરભ વેરવામાં આવી હતી, હજારો સ્નેહપૂર્ણ વાટ જલી જલીને એ સ્વર્ગને અજવાળતી હતી. ત્યાં જહાનનો શાહ બેહોશ-મદમસ્ત પડ્યો પડ્યો ઊંઘતો હતો, સુખ-નિંદ્રામાં સુતો હતો. ને સ્વપ્ન નિહાળતા નિહાળતા અજાણપણેજ એ બોલતો હતો-"પૃથ્વી પર જો સ્વર્ગ હોય તો તે અહીં છે, અહીં છે, અહીં જ છે."

\+ \+ \+

:૨:

અને એ સ્વર્ગમાં જવાનો રસ્તો હતો. એને પણ દરવાજા હતા, અને એ પથને સુમધુર ધ્વનિપૂર્ણ ચિર-સંગીત દ્વારા ગુંજતા

કરીને, ન જાણે કેટલાયને એ સ્વર્ગ અજાણપણે પોતાનાં અંતરિક્ષમાં ભટકાડી દેતું હતું. એ સ્વર્ગનો એ પથ। વિલાસીતા વેંચાતી હતી એ માર્ગે, માદકતાની લાલી ત્યાં બધે યે પ્રસરી હતી, અને એ ચિર-સંગીત દુઃખની ભાવના સુદ્ધાંને ધક્કો મારતું હતું. દુઃખ, દુઃખ,......એને તો નગારાની ડાંડીનો ઘા, મુર્દાના ચામડાનો ધ્વનિજ બહાર હાંકી કાઢવા બસ હતો. વાંસની એ વાંસળીઓ પોતાનું દિલ ભાંગીને, પોતાનાં વક્ષઃસ્થળને વિંધાવીને પણ સુખ માણતી હતી. એ મદમસ્ત મતવાલાઓનાં અધરને ચુમવા અધીર વાંસનાં એ ટુકડાઓની આહોમાં પણ સુમધુર સુખ-સંગીત જ ગુંજતું હતું. મુર્દાં પણ એ સ્વર્ગમાં પહોંચીને પોતાની મૃત્યુ-પીડાને વિસરી ગયા; ઉલ્લાસથી ફૂલાઈને ઢોલ બની ગયા, અને એનાં પણ રોમરોમમાંથી એકજ સૂર સંભળાતો હતો કે-અહીંજ છે। અહીંજ છે। અહીંજ છે।।।

યમુનાએ પોતાનું હૃદય ચીરીને એ સ્વર્ગને સીંચ્યું, એ કાલિન્દીએ પોતાનાં હૈયાંનાં ભાવો અને વિશુદ્ધ પ્રેમનું મીઠું પ્રકાશવંતું જીવન એ સ્વર્ગમાં વહાવ્યું. એ પાર્થિવ સ્વર્ગની એ આકાશ-ગંગા, એ સ્વર્ગને સીંચી એણે પણ ગૌરવ અનુભવ્યું. એનો અસીમ પ્રવાહ, એનું નિત નવું જીવન એ સ્વર્ગમાં સીમિત થઈને વહ્યું; એ સ્વર્ગના દેવ-દેવીઓનાં ચરણને સ્પર્શીને એ પણ-એ પ્રવાહ પણ પુરાતન બની જતો હતો. એકવાર જેણે સ્વર્ગમાં જીંદગી ગાળી હોય તે ફરી પૃથ્વી પર કઈ રીતે આવે ?...સ્વર્ગમાં પુરાતનતા...ના, ના, સ્વર્ગમાં થઈને એ ગંગા પુનઃ આ ભૂતળ પર પાછી ફરતી હતી. અને એ મહાન પાર્થિવ ગંગાને, અન્ય સ્વર્ગમાંથી ઉતરી આવેલી એ ભાગી-રથીને આ ભૌતિક સ્વર્ગના સમાચાર આપવા એ અત્યંત અધિક વેગથી દોડતી હતી.

એ સ્વર્ગ-ગંગામાં, એ નદર-ઇ-બેહિસ્તમાં ખેલતી હતી એ સ્વર્ગની અતિ અનુપમ સુંદરીઓ. એ શ્વેત પાષાણો પર પોતાની

સુગંધિ પાથરતું એ વારિ હસતું રમતું કલકલ ધ્વનિથી ચિર-સંગીત ગુંજતું ચાલ્યું જતું હતું, અને એ અપ્સરાઓ પોતાનાં શ્વેતાંગો પર રંગ-બે-રંગી પરિધાનો વીંટાળી, નૂપુર પહેરી, પોતાની જ મસ્તીમાં મસ્ત ઝુન્ ઝુન્ કરતી કરતી જળક્રીડા કરતી હતી....અને જ્યારે એ હમ્મામ* વસતો, સ્વર્ગ નિવાસી જ્યારે એ સ્વર્ગ-ગંગામાં નહાવા આવતા, અને અનેકાનેક પ્રકારનાં સ્નેહપૂર્ણ ચિરાગ એ હમ્મામને અજવાળતા, રંગ બે રંગી સુગંધિત વારિના ફુવારા જ્યારે ત્યાં ઉડતા, અને એ મસ્ત સૌરભભર્યા વાતાવરણમાં સુમધુર સંગીતના તાલે તાલે જ્યારે એ હમ્મામમાં જળક્રીડા થતી, ત્યારે...ત્યાં એ સ્વર્ગમા સૌંદર્ય વેરાઈ પડતું, સુખ છલકાઈ ઊઠતું, ઉલ્લાસનું પૂર આવી જતું, મસ્તીનુ એકછત્રું શાસન ચાલતું, અને થતું માદકતાનું નગ્ન નૃત્ય...ના, ના, સ્વર્ગનાં એ અદ્ભુત દૃશ્યને વર્ણવવું, આ પાર્થિવ લોકનાં નિવાસી માનવીઓને એ સ્વર્ગીય છટાની એક ઝલક પણ બતાવવી એ અસંભવિત છે. સ્વર્ગની એ મસ્તી...એ હમ્મામમાં સ્વર્ગનાં એ માદકતાપૂર્ણ જીવનમાં ડુબકી મારીને કોણ મસ્ત નથી થયું ? એ શ્વેત પાષાણો ઉપર, એ સજીવ મદમાતા રંગ-બે-રંગી ફૂલોથી સુશોભિત સ્ફટિક પત્થરો પર એ જળક્રીડા, એ શીતળતાદાયી પાષાણો ઉપર એ હૂંફાળું જીવન, એ સુગંધિત જીવનનાં એ રંગ-બે-રંગી ફુવારા અને એને અજવાળતા એ અનેકાનેક રૂપધારી સ્નેહ-પાત્રો, એમાં સહર્ષ-ઉલ્લાસસહ બળતી એ સુકોમળ શ્વેત વાટો, એ દીવડામાં બળતો એ સ્નેહ, અને એ હમ્મામમાં સ્વર્ગીય માનવોની એ મસ્તી ! ઓહ, પત્થરો સુદ્ધાં પર એ મસ્તી છવાઈ જતી હતી. એ પણ મત્ત ઉત્તપ્ત થઈ ઊઠતા હતા. અને એ પત્થરોમાંથી પણ સુગંધિત વારિના ફુવારા ઊડવા માંડતા હતા, નિર્જીવ પાષાણો પણ સજીવ થઈને સ્વર્ગના દેવતાઓ સાથે હોળી રમવાનું સાહસ કરી બેસતા હતા. અને જ્યારે એ

---

* હમ્મામ-સ્નાનગૃહ

મદિરા ઢળતી હતી,......સુરા, સુંદરી અને સંગીતની સાથો સાથ જ્યારે સૌરભ, સૌંદર્ય અને સ્વર્ગીય સુખ પણ વેરાઈ વેરાઈને વધતું જતું હતું......ત્યારે વૃદ્ધો મુદ્ધાંનું ગયું-વીત્યું જોબન ભૂલ ભૂલમાં પાછું ફરતું હતું, અશક્તોની અસમર્થતા પણ એમને છોડીને ચાલી જતી હતી, અને દુઃખીઓનું દુઃખ પણ એ જળમાં વહી જતું હતું......ઓહ ! બહુ જોઈ ચૂકયો એ સ્વર્ગનું એ ઉન્માદક દૃશ્ય......જેનાં કિરણો અબાધિત ગતિએ સૌથી દૂર પહોંચી જાય છે, તે સુરજ પણ ત્યાંનું એ દૃશ્ય જોવા તલસતો હતો, ને ઘણાં ઘણાં પ્રયત્નો પછી, વરસોની મથામણ પછી માંડ માંડ એનું એકાદું કિરણ એ મોટામોટા રંગ-બે-રંગી પરદામાં થઈને ત્યાં પહોંચી શકતું હતું. પરંતુ...ત્યાં પહોંચીને કોણ પાછું ફરી શકયું છે ? સ્વર્ગ નરક થઈ જાય...પણ સ્વર્ગના એ નિવાસી, સ્વર્ગમાં જઈ પહોંચનાર...આ લોકથી એને અળગો કરનાર એ રહસ્યમય અંધાર પરદો...સુરજનાં કિરણો સુધ્ધાંનું પાછા વળવું, પ્રકાશને જોઈને પતંગીયાઓ ખુશ ન થાય...આ બધું અસંભવિત હતું.

સ્વર્ગ ! સ્વર્ગ ! હા, એ સ્વર્ગ જ હતું; જે પશુ-પંખી પણ અજાણપણે ત્યાં પહોંચી ગયા, તે પણ મસ્તીમાં મૂર્તિવત્ થઈ ગયા, અને સ્વર્ગમાંજ વસી ગયા, ત્યાંથી પાછા ફરી ન શકયા. મયૂર ! એજ સુંદર મયુરો, જે પોતાની સુંદરતાનો ભાર પીઠ પર વહેતા ફરે છે, આકાશમાં કાળી ઘટાને જોઈ આનંદથી કિલ્લોલી ઊઠે છે, ને હરિયાળા મેદાનોમાં સ્વચ્છંદે વિહરે છે, મસ્ત થઈને નૃત્ય કરે છે, ...હા ! હા ! એજ મયુરો એ સ્વર્ગમાં જઈને ભારત-સમ્રાટનાં સિંહાસનનો ભાર વહેવા તૈયાર થઈ ગયા અને એ પણ વરસો સુધી શતાબ્દિઓ સુધી...જહાનનાં શાહને એમણે ઉપાડયો, આલમગીરીનો ભાર એમણે સહ્યો અને જડવત્ ઊભા રહ્યા ! સ્વર્ગના અનંત સંગીતે એમને સ્વર્ગાધિષ્ઠાતાની સતત સેવા ઉઠાવવાનો પાઠ ભણાવ્યો. પરંતુ એ સુંદર લોકમાં યે મસ્તીની સાથો સાથ જ સંગીત-

સાંભળીને પેલી કાલી ઘટા જેવા એ આતુર–તૃષાતુર બન્યા; લાલી જોતાં જોતાં હરિયાળી માટે એ અધીર થઇ ઊઠયા......અને જ્યારે ભારતનાં કલેજા' ઉપર એક સાપ લાંબો થઈને પડયો અને એનાં વક્ષઃસ્થળ પર થઈને એ ચાલ્યો ગયો ત્યારે તો મયૂરો એ સાપને પકડવા દોડયા–છૂટયા. વરસો સુધી સ્વર્ગમાં રહીને એ વિસરી જ ગયા કે એમણે એક સિંહાસન ઊપાડયું છે......ને આક્રમણકારીની પાછળ પાછળ તખ્તે–તાઉસ પણ ઊડતું ચાલ્યું ગયું.

પરંતુ એ હરિયાળી માટે, પાણીની એ ઝરમર માટે માત્ર પશુ–પંખી જ નહિ પણ સ્વર્ગનાં નિવાસી, પેલા લોકનાં દેવતાઓ પણ ઝંખતા હતા. શ્રાવણીયા આંધળા થવા એ લલચાતા હતા. વર્ષાની એ મદમસ્ત માદક શીતળ સુગંધિત હવાની સાથેજ એ ઝર-મરમાં બેસી રહેવા, પોતાની એ મસ્તીમાં પ્રકૃતિરૂપી પ્રેયસીની હળવી ટપલી ખાવા એ ઇચ્છુક હતા. રાજમદની ગરમીને શાંત પાડનારી તથા સાથેજ અધિકાધિક ઉન્મત્ત કરનારી એ વર્ષાને બારે માસ માણવાનો ઉપાય એ વિચારવા માંડ્યા;......ત્યારે એ સ્વર્ગના દેવતાઓએ આ સ્વર્ગનાં અધિષ્ઠાતાઓને સંતોષવાનો- વિચાર કર્યો. અને જ્યારે આ સ્વર્ગમાં બારમાસી શ્રાવણ-ભાદરવો અવતર્યો,..... બારે ય મહિના મદ ઝરવા લાગ્યો, અને એ સાથે રાત-દિવસ એ પ્રકાશિત પણ રહેવા લાગ્યું. છતાંયે...મદમસ્ત શાસક અંધારામાં–એમનાં હૃદયમાં તો પ્રથમથી જ પૂરતો અંધકાર હતો; એમણે હજારો વાટો દ્વારા શ્રાવણ–ભાદરવાને અજવાળ્યા, અને એ વાટોનું અજવાળું સ્વર્ગીય જીવનમાં પ્રવાહમાં વહીને જતું હતું, એ મદભર્યા વાતાવરણમાં પહોંચતાં પહોંચતાં એ ઉજ્વળ પ્રકાશ પણ અનેકાનેક રંગોમાં રંગાઈ જતો હતો. અત્યંત ધીમે ધીમે જલતી એ સ્નેહ-સિક્તવાટોનાં પ્રકાશ ઉપર પણ જ્યારે આટલો ગાઢ રંગ ચડતો હતો ત્યારે એ સ્વર્ગનાં દેવતાઓ એ રંગાવલિને જોઈને કેટલા ઉન્મત્ત થતા હશે ? એક જ ઇન્દ્રધનુ જો સંસારને આકર્ષિત કરી લે છે તો

ત્યાં તો હજારો ઇન્દ્રધનુ વિખેરાયેલા પડ્યા હતા. મસ્તીનો પ્રભાવ... એ સ્વર્ગનો નિવાસ, અને એ પર નિરંતર ઝરતો મદ,...અને અનેકાનેક ઉન્માદક રંગોની એ સુંદર રંગાવલિ......શ્રાવણ–ભાદરવો તો આ પાર્થિવ લોકમાં પણ ઉન્માદક હોય છે, અને એ સ્વર્ગમાં તો માનવીની ક્ષુદ્રતા બતાવનાર એ કઠોર વજ્ર પણ નહોતું દેખાતું કે નહોતું ત્યાં થોડીશી મસ્તીથી પણ ઉન્મત થઈ જનાર એ દાદુરોનું ડાઉં–ડાઉં સંભળાતું...અને એ કાળ મહિનો–બે મહિના નહિં પણ સતત વરસો સુધી, યુગો સુધી...સ્વર્ગનાં એ ઉપભોક્તા, એ લોકનાં એ દેવતા, અને એ સ્વર્ગનાં એ શ્રાવણ–ભાદરવા...એ સ્વર્ગનાં શ્રાવણીયા આંધળાઓ, ઉન્મત્ત મદમસ્ત આંધળાઓ, જેનું અંતરંગ પણ માદકમદમાં થઈને પસાર થતાં પેલા પ્રકાશથી આલોકિત રહેતું હતું.. ...જ્યાં જઈને પત્થરો સુદ્ધાં એ અમિટ લાલીમાં રંગાઇ ગયા, તો માનવી...

: ૩ :

પરંતુ સ્વર્ગ ! સ્વર્ગનું સુખ ! દુઃખ વિના સુખ...એને પૂરેપૂરૂં માણી જ ન શકાય ! આ લોકમાં, પૃથ્વી ઉપર પણ સ્વર્ગથી દૂર નરક પણ સર્જાયું; અને ત્યારેજ સ્વર્ગનું મહત્વ વધ્યું. નરક નિવાસીઓનું કરૂણ ક્રંદન સાંભળ્યા પછી જ સ્વર્ગવાસીઓ પોતાનાં સ્વર્ગીય ચિર–સંગીતની ખરી મિઠાશ માણી શકયા દુઃખ વિના સુખ, સહુનો અનુભવ એક સરખો? ના ! ના ! તો તો સ્વર્ગનરકથી પણ વધુ દુઃખભર્યું થઈ જશે. માનવ–આકાંક્ષાઓની પૂર્તિ મહત્તા વિના અસંભવિત છે. તે દેશની વ્યકિતઓમાં સમાનતા હોવા છતાંયે સ્વર્ગનું મહત્વ ત્યારે જ સંભવિત્ થઇ શકે, જ્યારે એની સાથે નરક પણ હોય. સ્વર્ગનિવાસીઓ એને નિહાળે તથા સ્વર્ગ તરફ નરકવાસીઓની મંડાઈ રહેલી આતુર–પ્યાસી નજરને સમજી શકે.

એ બીજી દુનિયાની જેમ જ આ લોકમાં પણ સ્વર્ગની સાથો-સાથ નરક પણ–ના, ના, સ્વર્ગથી યે પહેલાં નરક સર્જાયું હતું. સ્વર્ગને ન અપનાવી શકનાર, યા સ્વર્ગથી હદપાર જ નહિ, આ પાર્થિવ લોકમાં પણ સ્થાન ન મેળવી શકનારનાં ભાગ્યમાં નરકવાસજ લખાયો હતો. પોતાની આશાઓ, દિલનાં અરમાનો...ના, ના, ભારતનાં ભાગ્ય અને એનાં અનિશ્ચિત ભાવિને પણ પોતાની સાથે લપેટી હૃદયમાં ગોપવી, જહાનનાં શાહનો પ્યારો દારા અણું અણું થઈને મરતો હતો, દુનિયાએ એને જળજળીયાં ભરી આંખોએ જોયો, જગત આપ્યાનાં આંસુ પણ દુર્ભાગી દારાનું ભાગ્ય પલટી ન શકયા. એ લાલ લાલ થઈને પોતાનાં વૃદ્ધ અને વિવશ પિતા પાસે આવ્યો; અને એકવાર ફરીને જગતે યુઝર્ગ શાહજહાંની વિવશતા–નિરુપાયતા નિહાળી, આ પહેલાં એ ભાગ્યનાં દ્વાર પર માથું પછાડી પછાડીને રહી ગયો હતો. આ વખતે સ્વર્ગનાં દ્વારે રડી રડીને પણ એ સ્વર્ગનાં અધિષ્ઠાતા સુધી પહોંચી શકયો નહિ. પરંતુ રૂધિરની લાલીને સ્વર્ગની લાલી સહી ન શકી, ને દારાનું કપાયેલું મસ્તક નરકમાં મોકલી દેવામાં આવ્યું. એ સ્વર્ગનું એ નરક,–પતિત આત્માઓનો એ નિવાસ, વિફળ વ્યક્તિઓનો એ એક માત્ર આખરી આશરો, સ્વર્ગથી ગાઉઓ દૂર, એ વારાંગનાસમી દિલ્લીથી પણ પોતાનો છેડો છોડાવી, એ બિચારાઓને પોતાના પાલવ પ્રદેશમાં સમાવી રહ્યો હતો.

ભારતના પ્રારંભિક મોગલ સમ્રાટ હુમાયુંની એ કબર, એનો એ વિશાળ મકબરો, આખરી મોગલોનું એ નિવાસ સ્થાન જ એ સ્વર્ગનું નરક હતું. એની સર્જક હતી એજ અભાગી સમ્રાટની વિધવા વિરહી પ્રેયસી. જ્યારે જ્યારે મસ્તી અને સફળતાની જાદૂઈ પ્યાલી એ શાસકે હોઠે અડાડી, જ્યારે જ્યારે માદકતાને એણે આહવાન્ આપ્યું, ત્યારે ત્યારે એ એકાએક અદૃશ્ય થઈ ગઈ, અને એ સમ્રાટ આભો બનીને અહીં તહીં તાકતો જ રહ્યો; રહી ગયો, ને જ્યારે એ કંઈક ભાનમાં આવ્યો ત્યારે એણે જોયું તો એ

નિષ્ફળતા અને વિપત્તિઓનાં હળાહળનું પાન કરી રહ્યો હતો. દુર્ભાગ્યને અંગે જીવન આખું એ ઠોકરો ખાતો ફરતો રહ્યો, અને પછી એક દિવસે એક વધુ ઠોકર ખાઇને જ્યારે એ પેલા બીજા લોકમાં ઢળી પડ્યો, ત્યારે તો એનો મકબરો મોગલોનાં દુર્ભાગ્યનો આગાર બની ગયો. એમને માટે સાક્ષાત નરક બની ગયો.

એ વિધવા હતી, પોતાનાં દિલનું દર્દ એણે ઠલવી દીધું એ મકબરા સ્વરૂપે એણે પોતાનાં દર્દ અને દુઃખને જ નહિ પણ પોતાનાં પ્રિયતમનાં દુર્ભાગ્યને પણ નક્કર સ્વરૂપ આપી દીધું. ત્યાં શ્વેત આરસપહાણનાં ટુકડા ક્યાંક ક્યાંક આશાવાદ અને સુખમય ભાવના પ્રદર્શિત કરે છે, તેમ છતાં એ મકબરો એ ભાંગ્યા હૈયાંનાં રુધિરથી લોહીયાળ ટુકડાઓનો એક સંગ્રહ માત્ર છે. લોહીનાં આંસુઓથી એ વિધવાએ એ મકબરાને અભિષિંચન કર્યું હતું, અને આજે પણ એ મકબરામાંથી સંભળાય છે એ અભાગી સમ્રાટનાં ભાંગ્યાંહૈયાંની વ્યથા, એની દર્દભરી વેદના.

અને દુઃખીને જોઇને સહુ સમદુઃખીયા ભેગાં થઈ જાય છે, તાનું દિલનું દર્દ પોતાનું દુઃખ બીજાને કહેવા–સંભળાવવા કોણ થી તરફડતું ? અને વિશેષ કરીને એજ દર્દથી કણસતાઓ પાસે ઈ પહોંચવા તો એ બહુ જ આતુર થઇ જાય છે. હુમાયૂંના મભાગી દિલની દર્દભરી આહો કોણ જાણે કેટલાયે દુઃખી મોગલ શાસકોને પોતાનાં તરફ આકર્ષ્યાં. દુઃખનો એ અગાધ–અપાર સાગર નેરાશાની આહોનો એ ઉનો ઉનો કુંડ આંસુઓનો એ ભીષણ પ્રવાહ ભાંગ્યાં હૈયાંઓની એ દર્દભરી ચીસો!...આહ ! એણે જ તો એ મકબરાને નરક કરી મૂક્યો છે, એ ભાંગ્યાં હૈયાંઓ ભેળાં બેસી રડે છે. રડી રડીને પોતાના આંસુઓથી એમણે કેટલીયેવાર એ રક્તરંજિત પાષાણોને ધોઈ નાંખ્યા; આજે પણ દર વર્ષે મહિનાઓ સુધી એ રડે છે, પણ ભગ્ન–હૃદયનાં એ રૂધિરનો રંગ અત્યંત ગાઢ છે; એનું

ધોયું એ ધોવાતું નથી. અને એ નરકનો એ આશાવાદ, એ ચમકતા સ્ફટિક સ્થળો એમાં તો નિરાશાનો આશાવાદ છે. સિતમ પર સિતમ સહેવા છતા એક સિત્કાર ન કરનાર હૃદયોની ધીરતા, એમની ઉત્કટ સહનશીલતા જ એ શ્વેત પત્થરોમાં ચમકે છે. નરકમાં રહ્યાં છતાંયે જે હૈયાં ન ભાંગ્યાં, જેમાંથી રૂધિર ન વહ્યું, એજ હૈયાં અહીં—આ મકબરામાં અહીં-તહીં મઢ્યા છે; ચમકી-ચમકીને એ પોતાની કઠોરતા સંસારને દેખાડે છે, અને એ ભાંગ્યા હૈયાંઓ તરફ ઊપેક્ષા ભરી એક નજર નાંખી બીભત્સ અટ્ટહાસ કરે છે.

\+ \+ \+

પરંતુ સ્વર્ગ અને નરક એનો ફેર, એનું મહત્વ અને એનો પ્રભાવ, સૌંદર્ય અને કુરૂપતા .....આ બધાને તો એ જ સમજી શકે જેની છાતીમાં હૃદય નામની કોઈ વસ્તુની હયાતી હોય. જેનાં વક્ષસ્થળમાં એક દિલ-પછી ભલેને એ અધું બળ્યું-જળ્યું હોય, રુંધાયેલું હોય યા સાવ ભાંગેલું જ કેમ નથી હોતું—પણ ધડકતું હોય. એ સ્વર્ગને, અને એ નરકને દિલવાળાએજ તો વસાવ્યું છે. આ દુનિયા ને એનાં બંધન, સુખ-દુઃખ. ...આ બધા પણ દિલદારોનેજ આશરે છે. પરંતુ એ કુલટા દિલ્લી સાથે રહીને અનેકોએ તો દિલ નામની વસ્તુનાં અસ્તિત્વનેજ વિસારી દીધું હતું. એ દિલને ગુમાવીને એ દિલની હયાતીનું એમને ભાન જ ન રહ્યું. દિલ ! હૃદય ! એને નામે તો એમની પાસે માત્ર ચપટી રાખ જ હતી; એ ભભૂતને અંગે લગાવી તેઓ દુનિયામાં ભમતા હતા, અને એ સ્વર્ગ અને એ નરક એ બેઉ લોકને એમણે ત્યાગી દીધા. "સ્વર્ગ !" એમને માટે તો એ એક ભીષણ તીક્ષ્ણ વ્યંગ જ હતો. "સુખ" નામની વસ્તુથી તો એ પૂરેપૂરા અજાણ જ હતા, અને મસ્તી......એ તો એક સ્વર્ગીય વસ્તુ હતી, દિલદારોની જ એક માત્ર સંપદ હતી. નરક તો એમને માટે એક રમત માત્ર હતું; એમનું દુઃખ, એમની

તીક્ષ્ણતા, કટુતા, એમનાં જીવનમાં શરૂઆતમાં દુઃખોને પણ સહવાની શક્તિ એ નરકમાં નહોતી. અને ક્રંદન......જ્યાં અગ્નિ હોય ત્યાંજ લબકારા કરતી જ્વાળા હોય છે, જ્યાં આગ હોય છે ત્યાંજ પાણી પણ હોય છે. જ્યાં દિલનાં ધબકારા હોય છે ત્યાંથી જ ચીસ પણ નીકળે છે, જ્યાં આશા હોય છે ત્યાંજ નિરાશાનો અનુભવ પણ થાય છે. અહીં તો મૂક નિસાસો પણ નથી નીકળી શકતો, દુઃખીઓનાં એક માત્ર આશરા, એ નરકને પણ ક્યાંક એ ભસ્મ કરી નાંખે એ ભયે.

એ સહુ દિલ ખોઇને બેઠા હતા. સ્વપ્નલોક એમણે ત્યાગી દીધો હતો, પરંતુ પોતાનાં ભયંકર દાહક નિશ્વાસના સ્પર્શ માત્રે નિર્જીવ પાષાણ સુદ્ધાંની શી દશા થશે. એનાં વિચાર માત્રથી જ હૃદય-વિહોણી જહાનઆરા વિચલિત થઈ ઊઠી. એ ધ્રુજી ઊઠી, અને એનાં આખરી શ્વાસોમાં સંભળાયું કે–"ના ! ના ! મારી કબર પર પત્થર ન મૂકશો. મારી આ કઠોર છાતી ઉપર, મારા આ ઉર ઉપર કોણ જાણે કેટલાયે હૈયાં ભાંગી ચૂક્યા છે, ઊનાં ઊનાં આંસુઓની કોણ જાણે કેટલીયે ધારાઓ વહી ચૂકી છે, એનાં જ ઉપર પત્થર મૂકવો......આ ન કરશો. એનાં ભારનો મને કંઈ ખ્યાલ નથી, એની હયાતીની મને ખબર પણ નહિ પડે. પરંતુ......ત્યારે મારી આ ઉત્તપ્ત છાતી પર રહીને એ બિચારા પત્થરની કેવી દશા થશે? ......મારા એ નિશ્વાસોથી એણે રંધાઇ જવું પડશે, આ ધખધખતા વક્ષઃસ્થળોનો સ્પર્શ......"

આજ પણ એ હૃદય-વિહીત મૃત-કંકાલોનાં નિસાસા એ કબરો પર છવાયા રહે છે. અને એ કબરો પર અહીં-તહીં ઉગેલું ઘાસ એ ભગ્ન હૃદયોનાં ઘા ને તાજા રાખે છે. ને એ રીતે પોતાનાં ઘા બતાવી બતાવીને એ કંગાલ જગતને ચેતવણી આપે છે, એને વારે વારે ઉઘાડા કરીને એ દેખાડે છે કે આ જીવનમાં 'સુખ' નામની

કોઈ ચીજ જ નથી. નાની એવી વાતમાં પણ દુનિયા ગભરાવા માંડે છે, અને જગત જેને દુઃખ કહે છે, જેનાં વિચાર માત્રથી દુનિયા રડી પડે છે, એ પણ એક રમત જ છે. જો દુઃખ ક્યાંક સાચેસાચ આવી ચડે છે. તો એ મૃત્યુ પછીયે સાથ નથી મૂકતું. આ કંકાલોનાં દુઃખથી જ વિશ્વ–વેદના ઉદ્‌ભવે છે, અને એનાં જ નિશ્વાસોથી સંસારની દુઃખમય કલ્પના જન્મે છે.

*   *   *   *

:૪:

પરંતુ હૈયાં વિહોણાં, હૈયાંથી હાથ ધોઇને પણ આ વિશ્વમાં વિચરનારા કેટલા ? હૈયાંવાળાં, ભાંગ્યાં હૈયાંવાળાં, એને યાદ કરીને રોનારાં, દિલનો સોદો કરનારાં......એમની ગણના......પણ દિલ સુધી કોણ પહોંચી શક્યું છે જે એની સંખ્યા નક્કી કરી શકે. અને એ સ્વર્ગમાં......હૃદયનું જ તો એક છત્રું શાસન હતું. અનંત યૌવન, ચિર–સુખ અને મસ્તી, આ બધાંને સરજીને એનાં જ આધારે હૈયાંએ એ સ્વર્ગનો પાયો નાંખ્યો હતો.......પરંતુ એ સાથે જ અસંતોષ અને દુઃખનું સર્જન પણ એ હૈયાંએ જ કર્યું હતું. સ્વર્ગ અને એની સાથે નરકનો સહવાસ ! વિષ કોને માટે ઘાતક નથી ? ચેપ કોને નથી લાગતો ?......દિલવાળાઓનાં સ્વર્ગમાં નરકનું વિષ ફેલાયું. અનંતયૌવના વિષકન્યા પણ હોય છે. એનો સહવાસ સેવીને કોણ ચિરંજીવ બન્યું છે ! દુઃખનાં ભૂતે સુખને સતાવ્યું. મસ્તી અને ઉન્માદને ક્ષયરૂપી રાજ–રોગ વળગ્યો.

સ્વર્ગ અને એમાં વિષ ! રોગ તથા ભૂતોનો પ્રવેશ ! એ સ્વર્ગ હતું. પરંતુ એ હતું આ પાર્થિવ જગત પરનું જ સ્વર્ગ. જ્યાં ગુણ સુદ્ધાં ક્ષયને પામે છે, ત્યાં સુખનું અક્ષય રહેવું, જ્યાં ક્ષીણ થઈ જાય છે, ત્યાં માદકતા અક્ષુણ્ણ બની રહે એ અસંભવિત છે.

અનંતયૌવનાએ અભિસિંચન કર્યું હતું, પરંતુ વારાંગનાને અપનાવી કોણ સુખી થયું છે ? એ અક્ષય સુખ.......એ તો સ્વર્ગમાં અન્ય લોકનાં એ સાચા સ્વર્ગમાં પણ નથી સાંપડતું; પુણ્ય તો ત્યાં પણ ક્ષય પામે છે, પાપ ત્યાંયે કેડો નથી મૂકતું. અને પુનર્જન્મનું ભૂત ત્યાં પણ જઇ પહોંચે છે. પુણ્યાત્માઓ સુદ્ધાંને એ સતાવે છે, તો આ લોકનાં સ્વર્ગમાં એનો અભાવ......આ અસંભવિત વાત કઇ રીતે સંભવિત બની શકે ?

ચિરયૌવના વારાંગનાનો એ સહવાસ, એને ત્યજીને મોગલ સામ્રાજ્યનો એ સંન્યાસી ઔરંગઝેબ એ દેશમાં પહોંચ્યો, એણે એ લોકની યાત્રા કરી, જ્યાંથી પાછો વળીને પુનઃ એ આ સ્વર્ગમાં આવી ન શક્યો.......પરંતુ અનંતયૌવનાનો એ શૃંગાર, એની એ બંકી અદા, એની એ તિરછી નજર, એ સુંદર અધરોની એ લાલ લાલ માદકતા .....સંસાર મુગ્ધ હતો;......અન્ય મોગલ સમ્રાટો તો એ પ્રેયસીનાં તળીયાં તળાંસવા દોડતા આવ્યા.

પરંતુ અનંતયૌવનાને પત્ની બનાવીને કોણ જીવતું રહ્યું છે ? સ્વર્ગમાં રહીને, ત્યાંની અપ્પસરાઓએ આપેલી સેવા સ્વીકાર્યા પછી પણ કોણ આ ભૂતળ ઉપર પાછું નથી આવ્યું ? ચિર-યૌવના વિષ કન્યા બની ગઈ, અને જ્યારે એનું વિષ મોગલ સામ્રાજ્યની નસેનસમાં વ્યાપી ગયું. ત્યારે એ મદમાતા સબળ સામ્રાજ્યના અંગે અંગ શિથિલ થઈ ગયા, એનાં સુંદર સુડોળ શરીરમાં કોઢ ફૂટી નીકળ્યો, ગળા ગળીને, સડી સડીને એનાં અંગો ખરી પડ્યાં, એ ક્ષત-વિક્ષત થઇ ગયા. અને સમ્રાટોનું જોબન—શીશાની દેવી, એ લાલ લાલ મદિરા પર ન્યોછાવર થઈને તે દેવીની સહચરિઓમાં વેરાઈ ગયું. દિલ્હીનાં એ સ્વર્ગની મસ્તી શેરી-એ શેરીએ ભટકતી ફરી. અહીં-તહીં ઠોકરો ખાતી ફરી. સ્વર્ગનાં દેવતાઓની માદકતા ચાવૈયાઓનાં પગમાં આળોટવા લાગી. એનો વૈભવ અને વિલાસિતા

વ્યાજખોર-વાણિયાઓને હાથે વેંચાયા. એનાં ધર્મને પણ લાલિમાએ પણ સ્પર્શ્યો ન મૂકયો, એની સત્તાને જંગલી અફગાનોએ ઠોકરે ચડાવી. એનાં તાજ અને તખ્તને રગદોળીને ઇરાનનાં ભરવાડે દિલ્હીશ્વરની પ્રજાનો ઘેટાં-બકરાંની જેમ સંહાર બોલાવ્યો....... અને આ બધું જોયાં છતાં પણ સ્વર્ગનો આત્મા અવિચળ રહ્યો.

વૃદ્ધોનું બાળપણ હતું; એમનું યૌવન પાછું ફરતું હતું, અશક્તોની સત્તા પોતાનાં દમામ દેખાવમાં જ રહી જતી હતી, જહાંનનાં શાહનાં વંશજો ભાગતા શીખ્યા. દુનિયાના રક્ષણહારની વહુ-દીકરીઓ......ઓહ ! એમની એ દુઃખ કથા, એ મહાન મોગલોનાં યશ-ચંદ્રનું એ કલંક......કાળી શાહી જેનાં મોં પર લાગી છે એવી લોહ-લેખણ પણ એનો ઉલ્લેખ કરતાં સંકોચ અનુભવે છે. એની વેદનાને અંગે એનું હૈયું પણ ફાટી પડે છે. એ સ્વર્ગની એ ન્યાયતુલા સુખનાં એ મહાન ભારને સહી ન શકી. પોતાની ન્યાયતુલા રખેને ભાંગી ન જાય એ વિચારે એ મહાન અણદીઠ તુલાધારીએ સુખ-દુઃખને સમતોલ કરવા ઇચ્છ્યું. સ્વર્ગનાં સુખની સામે તોળાવા દુઃખનો સાગર ઊમટી પડયો; એ સ્વર્ગનાં એ અધિષ્ઠાતા આ દુઃખ સાગરથી બચવા અહીં-તહીં નાસવા માંડયાં, ઘણાંએ તો બીજી દુનિયામાં જઇનેજ નિરાંતનો શ્વાસ મૂકયો.

અને આલમનો શાહ જ્યારે એ દુઃખપૂર્ણ સ્વર્ગનો અધિષ્ઠાતા બન્યો ત્યારે તો એ સ્વર્ગને શોધતો ફર્યો; કયારેક ગંગાના પ્રવાહમાં એનાં અસ્તિત્વનો આભાસ થતો, તો કયારેક ત્રિવેણીમાંજ એને સુખનું પ્રાધાન્ય જણાતું. એ ભૌતિક સ્વર્ગ ક્ષત-વિક્ષત થઈ ગયું હતું,...એનો એક પ્રેમી, અને એનું સામ્રાજ્ય મરી પરવાર્યું હતું. સદા સર્વદા માટે નાશ પામ્યું હતું. અને જ્યારે એ સ્વર્ગનો બીજો પ્રેમી સ્વર્ગમાં પાછો ફર્યો ત્યારે એ પેલા સ્વર્ગની સુંદરતા શોધતા શોધતા આ સંસારનું સૌંદર્ય પણ ગુમાવી બેઠો. સ્વર્ગનું સુખ ઇચ્છનારને

સંસારનું સુખ પણ સાંપડયું નહિ......આલમને શાહ પાલમ સુધી શાસન કરતો હતો; સ્વર્ગનો અધિષ્ઠાતા, એનો એક માત્ર અધિકારી એ સ્વર્ગને જરાયે જોઇ શકતો ન હતો; અને જ્યારે આ લોકમાં જોવા જેવું કંઇજ ન રહ્યું ત્યારે એ પ્રજ્ઞાચક્ષુ બની ગયો. પરંતુ વારાંગનાઓને તે વળી દિવ્ય દૃષ્ટિ સાથે શું નિસ્બત ? આંધળાઓને એણે કયારે સાથ આપ્યો છે ? આંધળા કયાં સુધી આંધળી પર શાસન કરી શકયા છે ? દુર્ભાગ્યરૂપી દુર્દિનમાં એ અંધારામાં; તદ્દન આંધળાપણાંની એ અનંત રાત્રિમાં, રાતનો રાજા એ આંધળીને લઈને ઊડયો. અને એ પહોંચી ત્યાં, જ્યાં સમુદ્ર વચ્ચે ભગવાન શેષશાયી સુખપૂર્ણ વિશ્રામ લઇ રહ્યા હતા.

* * * *

તમારા પગમાં બેડીઓ છે અને હૈયે તાળાં છે. જરા સાવધ રહેજો. !

આંખો બંધ છે. પગ કીચડમાં ખુંચેલાં છે; જરા જાગો ઊઠો !

પશ્ચિમ તરફ જઈ રહ્યા છો, પણ તમારું મોં તો પૂર્વ તરફ જ છે; પાછળ કાં જોઈ રહ્યા છો. જરા તમારા હેતુ તરફ તો જુઓ.

પરંતુ એ બેડીઓમાંથી કોણ છૂટયું છે ? વૃદ્ધોનું યૌવન કયારે એમને સામે પાર પહોંચાડી શકયું છે ? અશકતોની સત્તા પર તો સ્ત્રીઓ પણ હસે છે ! હૈયું પસારીને, એને ખોઇને એના પર તાળું મારવું. એની પાસે હવે બાકી જ શું છે કે જેને એ સંભાળે ?— સાચવે ? એ બંધ આંખો કયારે ઉઘડી છે ? એની એ મસ્તી, એ મસ્તીની એ ખુમારી અને એ બધા ઉપરાંત સ્વર્ગનો એ નિવાસ ! પરવશતાના કીચડમાં ફસાયેલા આંધળા કયારે બચી શકયા છે ? સુખ-લિપ્સાને પૂર્ણ કરવાની ઇચ્છાથી વિલાસિતાનાં એ કીચડ ભર્યાં

સ્વર્ગમાં ખુતીને કોણ પાછું નીકળી શક્યું છે ? જાગો, ઊઠો !.... એ સ્વર્ગમાં, ભગ્નપ્રાય સ્વર્ગમાં પણ, કોણ ભાનમાં હતું ? કોની પ્યાલી ખાલી હતી ? કોની આંખમાં લાલી ન હોતી ! કોણ સ્વપ્ન જોતું નહોતું !......રહ્યાં સહ્યાં સુખનાં સ્વપ્નાં, એ સ્વર્ગની માદકતા તથા ભાવી સુખની આશાનો ભાર....અશક્તોની પાંપણ આ બધાંને ઉપાડીને ક્યાં સુધી ઉઘાડી રહી શકે ?......અને સ્વર્ગ–નિવાસીઓને આ ચેતવણી, ન્યાયતુલાનું એને સંભારણું આપવું, સુખ-ભોગ કરનારાને દુઃખનું સ્મરણ કરાવવું......! એ ચેતવણી ખુદ એ સ્વર્ગમાંજ જાણે ખોવાઈ ગઈ. એ ન્યાયતુલાનાં બન્ને પલ્લામાં ઝુલતી ઝુલતી એ આંખો પણ એકીટશે જોતીજ રહી, મોગલોના આ પતનને વૃદ્ધાવસ્થામાં એમની આ બાલિશતાને. વૃધ્ધોનું બાળપણ એકવાર ફરીને પાછું આવતું હોય તેમ લાગ્યું, એમની સત્તા પાછી ફરતી હોય એમ લાગ્યું, એમનાં સ્વર્ગમાં ફરીને બહાર આવતી જણાઈ... અને એમનો વૈભવ, એ તો પોતાનાં સ્વામીને યાદ કરી રડી પડ્યો. હવે એની કોને પરવા હતી ?

સ્વર્ગ ! સ્વર્ગ ! એણે ફરી પોતાની સલ્તનતને પાછી વળતી દીઠી. આ લોકની બાદશાહી ખોઈ, અહીં પોતાનું દિવાળું કાઢીને, એને જોઈ શકનાર આંખોને પણ ગુમાવીને હવે એ સ્વર્ગના શાસકે કલ્પનાલોક ઉપર હુમલો કર્યો, અને ત્યાં પોતાનું શાસન સ્થાપિત કર્યું. દિવ્ય દૃષ્ટિ સાંપડતા એ સ્વર્ગાધિષ્ઠાતાને અન્ય લોકની જ વાતો યાદ આવવા માંડી રાજ્યશ્રીને ગુમાવી હવે સરસ્વતીને આહ્વાન આપવામાં આવતું હતું. દિલ્લીમાં એજ દરબાર ભરાતો હતો, દીવાને આમમાં નકીબનાં* અવાજ પર શ્રોતાઓની આંખો ઠેરતી હતી, અને શાહંશાહ બે સુંદરીઓની સાથે એને ટેકે ટેકે આવતા, સિંહાસને વિરાજતા; પરંતુ ત્યાં આ પાર્થિવ સામ્રાજ્યની ચર્ચા નહોતી થતી, ને હવે તો કલ્પનાલોકના દૂત બેઠા બેઠા એ અન્ય લોકનાં જ સમા-

*નકીબ–ભાટ–ચારણ–નકીબનો અવાજ–બિરદાવલી–બદીજનની

ચારો સંભળાવતા હતા. શાયર પછી શાયર આવતા હતા ને પોત-પોતાની શાયરી સાંભળતા "વાહ ! વાહ !" કહેતા. અને ક્યારેક તો એ પોતે પણ કહેવા માંડતો કે–"ઇં' જાનિબને[1] ફરમાયા હૈ" ને પોતાની ગઝલ સંભળાવવા લાગતા, ને દરબારને ચારે ખૂણેથી "આદાબ! આદાબ!" અવાજે ગુંજી ઊઠતા. હવે એ દરબારમાં ચર્ચા ચાલતી હતી પેલા બીજા લોકમાં થનારી અનેકાનેક ઘટનાઓની; ત્યાં મયખાનાનું વેરાન થવું, સાકીની ગેરહાજરી, જામનું ઢળી જવું, યારોનું વિછોડાઇ જવું, રકીબોની[3] બળજબરી, માશૂકોની કઠોરતા, આશકોની વિવશતા, એમના મૃત્યુ પછી એમની કબરો પર જઇને માશૂકોનું રોવું અને માશૂકોની ગલીમાંથી આશકોને કાઢી જવા.... અને દિલ્હીશ્વરે એકવાર ફરીને, જગદીશ્વરની સરસાઈ જ માત્ર ન કરી, પણ આ વખતે તો એને પરાજિત પણ કર્યો; દિલ્હીશ્વરની આ નવીન બાદશાહતમાં કોઈ પણ બંધનો ન હતા, કે નહોતો ત્યાં તેમને જગદીશ્વરની ભીષણ યાતનાનો પણ ડર.

પરંતુ......એ વેરાન બનતાં ભગ્નપ્રાય સ્વર્ગનો એ દર્દ ભર્યો અવાજ એ કલ્પનાલોકમાં પણ પહોંચ્યો. સદેહે સ્વર્ગમાં, કલ્પનાલોકમાં પહોંચ્યા પછી યે પોતાનાં ભાંગ્યા હૈયાનો કોણ ભૂલી શકયું છે : ત્યાં પણ એજ દર્દ ઊપડતું હતું, વેદના અનુભવાતી હતી, અને જ્યારે પણ એ ભાંગ્યું હૈયું થાકીને સૂઈ જતું, ત્યારે જ જરા ઉલ્લાસ નજરે પડતો,...પણ એ ક્ષણિક ઉલ્લાસ અને પછી પાછો એજ શોક...એ મદમાતા સ્વર્ગ પર આથી વધુ વ્યંગ-કટાક્ષ અશક્ય છે. ...અને ત્યારેજ એ સ્વર્ગના પીડિત શાસક પોતાનાં ભાગ્યા હૈયાને

૧ જાનિબ—બહુ મોટા માણસો નાના માણસો સાથે વાત કરતા પોતાને માટે આ સંબોધન વાપરે છે.

૨ આદાબ—અભિવાદન, સલામ.

૩ રકીબ—પ્રેમિકાનો બીજો પ્રેમી; પ્રેમક્ષેત્રનો પ્રતિદ્વંદી.

કારણેજ એ અન્યલોકમાં શાસન કરી ન શકયા. બહાદુર 'જફર' તો એ કલ્પનાલોકમાં પણ રોતો હતો; કફની પહેરીનેજ એ ત્યાં પહોંચ્યો હતો, પણ ત્યાંયે એજ વિવશતા હતી, એજ રોદણાં હતાં. ત્યાં પણ લોહીનાં આંસુઓએ કલ્પનાની ધવલ શુભ્રતાને રંગી નાખી, એ વહાવેલા આંસુઓમાં બધીયે મસ્તી વહી ગઇ હતી, એ આંસુઓની ઉષ્ણતાથી એ સુકોમળ ભાવના કરમાઇને મૃતપ્રાય થઈ ગઈ હતી. "હા! ફલકને લૂંટ કે વીરાન કર દિયા થા" આસમાને લૂંટીને વેરાન કરી નાખ્યું હતું, એ 'ઉજડે દયાર'–એ વેરાન પ્રદેશની દશા જોઇને કયારેક કયારેક જ જયારે કવિનું દિલ ટૂંક ગણગણતા સઇ જતું ત્યારે કયાંક એકાદ ટુકડો, ચાર–છ લીંટી લખાતી, અને ત્યારેજ એ કલ્પનાલોકનાં બે મહારથિઓમાં ચકમક ઝરી જતી.

ના! ના! આ સુખ પણ સ્વર્ગના તકદીરમાં નહોતું લખાયું. એનું હૈયું ભાંગી પડયું. સ્વર્ગમાં, સુખલોકમાં રહ્યાં રહ્યાં એ કલ્પનામાં વિચરવું તે સ્વર્ગથી ન સહેવાયું. સ્વર્ગમાં પણ ઇર્ષાની આગ ભભૂકી ઊઠી. સ્વર્ગનું જે રહ્યું સહ્યું સુખ શેષ હતું તે પણ બળીને ભસ્મ થઇ ગયું; અને દુર્ભાગ્યની એ આંધીએ એ ભસ્માવશેષોનેયે અહીં–તહીં વિખેરી નાંખ્યા. ના! ના! એ દુર્ભાગ્યથી એ સ્વર્ગની વિવશતાની એ કબર સુદ્ધાં ન સહેવાઇ, એણે એનાં પણ ટુકડે ટુકડા કરી એને ઉથલાવી પાડી, અને એ નિર્જીવ મૃતપ્રાય પિન્ડ દડદડતો એ સ્વર્ગમાંથી નરકમાં જઈ પડયો.

* * * *

: ૫ :

સ્વર્ગમાં–એ સુખલોકમાં વિવશતાની કબર,...એ વેરાન સ્વર્ગ પણ પોતાનાં એ થળથી કાપી ઊઠયું. સતત લોહીનાં આંસુ વહાવતા

એ નાસૂરને બહાર ફગાવી દેવા એ સ્વર્ગે વિચાર કર્યો. પરંતુ ...ઓહ! નાસૂર સ્વર્ગના હૈયામાંજ હતું, એને ફગાવી દેવા જતાં સ્વર્ગે પોતાના હૈયાને પણ ફગાવી દીધું અને પોતાની મુખાકૃતિ પર ક્ષુબ્ધ બની, જ્યારે દર્દને અંગે તરફડી ઊઠ્યું, ત્યારે ધરતી ધ્રૂજી ઊઠી, આંધી ઊપડી, પ્રલયનું દૃશ્ય પ્રત્યક્ષ દેખાયું, જૂની સત્તાનું ભવન ભોંય ભેગું થયું. સમય-રૂપી પૃથ્વી ફાટી અને મધ્યયુગ એનાં અનંત ગર્ભમાં સદાને માટે વિલીન થઈ ગયો. સર્વનાશનું ભીષણ તાંડવ થયું, રૂધિરની હોળી ખેલાઈ, તોપોની ગડગડાટી સંભળાઈ, હજારોનો સંહાર થયો, હજારો ઘરબારવિહોણાં થઈ ગયા, રસ્તે રઝળતાં ભિખારી થયાં. યમુનાનાં વહેણે પણ માર્ગ બદલ્યો. એ પેલા સ્વર્ગને, સ્વર્ગના એ ફાબને છોડીને ચાલી નીકળી,ને પોતાના આ વિયોગ ઉપર એ હૈયાફાટ રડી, પરંતુ એના એ આંસુઓને, સ્વર્ગ પ્રત્યેના એના એ સ્નેહને સ્વર્ગના દુર્ભાગ્યે સૂકવી નાખ્યો; એ નહર-ઇ-બેહિસ્તે-સ્વર્ગની એ નહેરે પણ સ્વર્ગની નસોમાં વહેવું છોડી દીધું અને પોતાની એ પ્રિય સખી, એ નવ નગરીની દશા જોઈને યમુનાનું વક્ષ:સ્થળ ભગ્ન બન્યું, ટુકડે ટુકડા થઈને આજે પણ એ એ જ મૃત કંકાલના પગ તળે રેતી રૂપે વેરાઈને પડ્યું છે. સ્વર્ગ પણ ટુકડે ટુકડા થઈ ગયું, એની ભાગ્યલક્ષ્મી ત્યાં જ એ જ ખંડેરોમાં દબાઈને મરી ગઈ. અને એ પ્રેયસીના એ પ્રેમીઓ સર્વનાશનાં આ ભીષણ સ્વરૂપને જોઈ કંપી ઊઠ્યાં, અને પોતાનાં સ્વર્ગ સુદ્ધાંને ડગમગતું જોઈ એનાં નાશની પળ આવી પહોંચી જાણી એ ભાગવા માંડ્યાં.

ઓહ! એ સ્વર્ગની એ આખરી રાત! સ્વર્ગીય જીવન જ્યારે આખરી શ્વાસો લઈ રહ્યું હતું. પ્રલયનું પૂર જ્યારે સ્વર્ગના દ્વારે અથડાઈ અથડાઈને પાછું જતું હતું અને વધુને વધુ વેગથી ફરી આક્રમણ કરતું હતું. સૂ-સૂ-કરતી શીતળ હવા વહેતી હતી, કોણ

જાણે કેટ-કેટલાના ભાગ્ય-સિતાર તૂટી તૂટીને નીચે પડતા હતા. દુર્ભાગ્યનાં એ દુર્દિનની અંધારી અમાસની રાત્રે એ સ્વર્ગમાં ભમતા હતા એ સ્વર્ગના સર્જકોનાં, એનાં એ મહાન અધિષ્ઠાતાઓનાં પ્રેતાત્માઓ. એ પ્રેતાત્માઓ ખૂણેખૂણામાં પેલા જૂનાં સ્વર્ગને શોધતા હતા, ને આ નવા રૂપ-રંગમાં એને ઓળખી ન શકતાં એ બધા જાણે ખોવાયા-ભૂલા પડયાં ન હોય એમ લાગતું હતું. પાગલની જેમ એ સૌ દોડતા હતા, અને પોતાનાં પેલા ભયોત્પાદક સ્વરૂપસહ ફરીને અંધકારમાં વિલીન થઇ જતા હતા સુખ અને વિલાસિતાના મુર્દાનાં માંસને દુઃખ તથા વિવશતા-રૂપી શિયાળવાં ફાડી ફાડીને, ફોલી ફોલીને ખાતા હતા, એનાં સુક્કાં હાડકાંને, ચૂસતા હતા. રાજસત્તાની કબરને ખોદી ખોદીને એમાં ઊંડે સુધી પહોંચી, એનાં નિર્જીવ કંકાલને બહાર ખેંચી કાઢવા મથી રહ્યા હતા. એ ભીષણ સંધ્યા ટાણે રાજ્યશ્રીએ મૃત્યુરૂપી પોતાની એ ભયંકર શોકયને સ્વર્ગમા પ્રવેશતી દીઠી, હૃદય ચિરાઈ નાખે એવા પોતાનાં કંકાલરૂપી સ્વરૂપને જીવન-મૃતનાં કાળા પાલવમા લપેટી મોગલોને રિઝવવા, એમની સાથે પ્રેમ-પ્રણય માણવા અભિ-સારિકાની જેમ એ આવી હતી. તેથી જ તો રાજ્યશ્રી પોતાનાં પ્રેમીનું ભાવિ કલ્પીને ફાળ ખાઇ ઊઠી. બેહોશ થઇને ચિર-નિદ્રામા પોઢી ગઈ, અને મોગલોની રાજ્યશ્રીનાં એ કરૂણાપૂર્ણ મૃત્યુ પર બે આંસુ પાડનારૂં પણ કોઇ ન મળ્યું.

અ.હ ! એ ભીષણ રાતે દૂર દૂર સુધી સંભળાતું હતું એ વિલાસિતાપૂર્ણ સ્વર્ગમાંનું બાળકોનું રૂદન, વિધવાઓનાં વિલાપ, સધવાઓનાં સિસકારા, વૃદ્ધોનો વલોપાત અને યુવક-યુવતિઓનાં નિશ્વાસ. પરંતુ એ આખી રાત પણ સ્વર્ગમાં મોગલોનો આખરી ચિરાગ જલતો રહ્યો, વિવશતાની એ કબરને એ અજવાળતો રહ્યો,

× ' ઘ ધળ

પરંતુ આજે એ કબર પર ન હતાં ફૂલ, કે નહોતા આવતા એ પ્રકાશ પર પ્રાણ પાથરવા પતંગિયાઓ, કે નહોતું સંભળાતું બુલબુલનું એ સંગીત; પણ હા! ઝબૂક ઝબૂક થતી એ જ્યોતનાં એ અંધકારપૂર્ણ અજવાળામાં અદૃશ્ય રૂપ ધરીને એ સ્વર્ગનો એ આત્મા, એ સ્વર્ગલોકનું એ પ્રેત રડી રડીને એ કબરને બીની કરતું હતું, પોતાનાં દર્દભર્યા કંઠે ગાતું હતું—

ન કિસી કી આંખ કા નૂર હૂઁ
ન કિસી કે દિલ કા કરાર હૂઁ.
જો કિસી કે કામ ન આ સકે
મૈં વહ એક મુશ્તે ગુબાર હૂઁ.
મૈં નહીં હૂઁ નગ્મ[1]એ જાંફિઝાં[2]
મેરી સુન કર કોઈ કરેગા ક્યા ?
મૈં બડે બિરોગ[3] કી હૂઁ સદા[4]
કિસી દિલજલે કી પુકાર હૂઁ.
મેરા રંગરૂપ બિગડ ગયા
મેરા યાર મુઝસે બિછડ ગયા.
જો ચમન[5] ખિઝાં[6] સે ઉજડ[7] ગયા
મૈં ઉસી કી ફસ્લે-બહાર[8] હૂઁ.
ન તો મૈં કિસી કા હબીબ[9] હૂઁ
ન તો મૈં કિસી કા રકીબ[10] હૂઁ.
જો બિગડ ગયા વહ નસીબ હૂઁ
જો ઉજડ ગયા વહ દયાર[11] હૂઁ

---

૧. નગ્મ–ગીત ૨. જાંફિઝાં–અમૃત ૩. બિરોગ–વિરહ ૪. સદા–અવાજ, પડઘો, ગુંજન. ૫. ચમન–ફુલવાડી. ૬. ખિઝાં–પાનખર ૭. ઉજડવું–વેરાન થવું : ૮. ફસ્લેબહાર–વસંતઋતુ : ૯. હબીબ–પ્રિય ૧૦. રકીબ–પ્રેમમાં પ્રતિસ્પર્ધી ૧૧. દયાર–પ્રદેશ

કોઈ ફૂલ મુઝ પર ચઢાયે કયોં,
કોઇ મુઝ પે અશ્ક[1] બહાયે કયોં!
કોઇ આ કે શમઆ[2] જલાયે કયોં,
કે મૈં બેબસી[3] કા મઝાર[4] હૂં"

અને જેમ જેમ આ ગીતનાં આખરી શબ્દો સંભળાવા લાગ્યા, જ્યારે એની છેલ્લી લીંટી–છેલ્લા શબ્દો કાને પડતા હતા, ત્યારે કુકડાએ બાંગ પોકારી અને અંધારામાં એ પ્રેત વિલીન થઇ ગયું; એ દીવો ટમટમતો જ રહ્યો. શાંત નિરતબ્ધતા છવાઈ ગઈ અને ત્યાંજ પાસે જ પડયું હતું મોગલ વંશનું એ નિર્જીવ અસ્થિપિંજર. એમની આશા આકાંક્ષાઓનું એ અવશેષ, એમની સાધનાઓની એ સમાધિ...

સુરજ ઊગ્યો...આંધી વધતી હતી, દુર્દિનનાં બધાયે લક્ષણ પૂરેપૂરા દેખાતા હતા, ભાગ્યાકાશ દુર્ભાગ્યરૂપી વાદળોથી છવાઇ રહ્યું હતું...એ દીવો, એ સ્વર્ગીય જીવનની અંતિમ આશાઓનો એ ચિરાગ–સ્વર્ગીય સ્નેહની એ આખરી જ્યોત ઝબૂકી ઝબુકીને બુઝાઇ ગઈ; અને ત્યારે...એ વંશની આશાઓનો, એ સામ્રાજ્યનાં મુઠ્ઠીભર અવશેષોનો, અકબર અને શાહજહાંના વંશજોની આખરી સત્તાનો જનાજો એ સ્વર્ગમાંથી નીકળ્યો. રોઈ રોઇને આસમાને સર્વત્ર આંસુરૂપી ઝાકળ બિન્દુ વેર્યાં હતાં. આ કઠોર–હૃદયા પૃથ્વીને પણ આહોનાં ધુમ્મસમાં માર્ગ સુઝતો ન હતો. પરંતુ...વિપત્તીઓને અંગે, જીવન પ્રવાસનો એ થાકેલો પ્રવાસી—એ વેરાન પ્રદેશનું એ એક માત્ર બુલબુલ—સિતમ પર સિતમ સહીને પણ એજ સાહસ સાથે મોગલોની સત્તા તથા એનાં અસ્તિત્વનાં જનાજાને ઉપાડી, પોતાનાં ભગ્ન–હૃદયને સમેટીને ચાલ્યો જતો હતો.

૧. અશ્ક–આંસુ: ૨. શમઆ–મીણબત્તી: ૩. બેબસી–વિવશતા; ૪. મઝાર–કબર, સમાધિ.

સ્વર્ગમાંથી નીકળીને એણે એક વાર પાછું વાળીને જોયું; પોતાની પ્રિયતમા નગરીનાં એ મૃતપ્રાય જીવતવિહોણાં હૃદય તરફ એક નજર નાંખી, અને એ સ્વર્ગની, મોગલોની એ પ્રેયસીની આંખો એનાં પ્રેમીની આંખો સાથે મળી; તે એ વ્હાલમ તરફ એકીટશે જોતી જ રહી, અને બે હેડકી.........અને એણે પ્રાણ મૂકયા. આંખો ઉઘાડી જ રહી ગઇ, નેત્ર દ્વારનાં એ કમાડ આજે પણ ઉઘાડા જ પડયા છે.

અને બહાદુરે પોતાની પ્રેયસીની આ અંતિમ પળો જોઈ એણે મોં ફેરવી લીધું; જનાજો આગળ વધ્યો. ધૂળ ઊડતી હતી; આજે પગ નીચે પડેલી, સતત કચરાતી એ પૃથ્વીએ પણ સ્વર્ગનાં અધિષ્ઠાતાઓનાં મસ્તક પર ધૂળ ઊડાડી, અને મૃત સ્વર્ગનાં એ સ્વામીએ વિવશતા ભરી નજરે આસમાન તરફ જોયું. રૂધિરની હોળી ખેલાઇ ચૂકી હતી; અને સ્વર્ગનાં નિવાસી પોતાના વહાલાંઓને લઈ, સ્વર્ગનાં એ મૃત કંકાલને છોડીને ચાલ્યા જતાં હતા. સ્વર્ગથી નીકળેલ એ અતીવ દુઃખી વ્યકિત, એ સ્વર્ગનો એ છેલ્લો પ્રેમી આશરો મેળવવા નરકમાં પહોંચ્યો.

નરક ! દુઃખનો એ આગાર પણ વિવશતાની આ મજારને* જોઇ રોઈ પડયો, અને... ..ઓહ ! એ નરકનું દિલ પણ કરૂણાના આવેશમાં આવી ફાટી પડયું. પાષાણ સુદ્ધાંનાં ટુકડે ટુકડા થઇ ગયા અને ત્યારે પહેલી વાર દિલ્હીમાં મોગલોની ધજા ફરકાવનાર શાહજાદા તથા પછીના અભાગી સમ્રાટ હુમાયૂંની કબરે— એ જીવંત સમાધિની આખરી પળો જોઈ. અને ત્યાં જ એ નરકમાં, અકબરની પ્યારી સત્તા ધરતીમાં સમાઈ ગઈ, જહાંગીરની વિલાસિતા વેરાઇ ગઈ, શાહજહાંનો વૈભવ બળી-જળીને ખાક થઇ ગયો, ઔરંગઝેબની કટ્ટરતા મોગલોનાં રૂધિરમાં ડુબી ગઇ, અને

* મજાર-કબર, સમાધિ

આખરી મોગલોની અસમર્થતા પણ કાણ જાણે કયાંક ખોવાઇ ગઈ. લોખંડી શત્રુઓને બળે દિલ્હી પર અધિકાર કરનારા લોખંડી બેડીઓ ખખડાવતા દિલ્હીથી બહાર નીકળ્યા, વિજેતા બનીને એ ત્યાં આવ્યા હતા, ને બંદીવાન બનીને એ ત્યાંથી ગયા.

નરકની નજરોનજર સ્વર્ગનાં વહાલાંઓએ તરફડી તરફડીને પ્રાણ મૂકયા. બીજી બાજુ દિલ્હીનાં અંતિમ મોગલ સમ્રાટની એક માત્ર આશા રૂધિરબીની થઇને પડી હતી. કચડાયા પછી એનું શબ રૂધિરથી તરબોળ ટુકડે ટુકડા થઇને પડયું હતું, અને એ ભગ્નાશાઓના ઘા સુદ્ધાં મોગલોનાં એ ભીષણ દુર્ભાગ્ય પર લોહીના બે આંસુ વહાવ્યા વિના રહી ન શકયાં. છેલ્લી વાર આખરીવાર એ પાંચાળીએ પોતાનાં પુત્રોને રાતાચોળ બનીને સન્મુખ આવતા દીઠાં,......અને એના પતિ ત્યાં જ માથું નીચું નમાવી બેઠો. બેઠો વિવશ બનીને બધું યે જોઈ રહ્યો હતો. ઓહ !......દુર્ભાગ્યની ભીષણ ભઠ્ઠીમાં આંસુ સુકાઇ ગયા હતા, આહ ભસ્મ થઇ ચૂકી હતી. અને એની એ ત્વચામાં રૂધિર શેષ નહોતું રહ્યું, નિર્જીવ થઇને, કરચલીઓ રૂપી વસન પહેરી એ નિશ્ચેષ્ટ પડી હતી. અરે ! એનાં વાળ સુદ્ધાંએ ભભૂત ચોળી હતી. પરંતુ પ્રલયનું હૃદયદ્રાવક દૃષ્ય પણ એને રડાવી ન શકયું. જીંદગી આખી લોહીનાં ઘુંટ પીનાર આ વેળા માત્ર આંસુ પીને જ અટકયો.

બે હેડકી, અને મોગલ સામ્રાજ્યે પ્રાણ મૂકયો; નરકે એ ધબધબતા સ્નેહને, મસ્તીની એ આખરી પ્યાલીની રહી સહી માદકતાને માટીમાં મળી જતી જોઈ; એ આશા-દીવડાઓને ઝંખવાતા જોયા......એ નરકનાં એ કઠોર પત્થર, અસંખ્યોનાં દુઃખને જોયા છતાંયે ન પીગળનાર, કમનસીબોનાં ભાંગ્યા હૈયાંઓનાં—એ ગાઢ પૂંજે પણ રડી પડયા, અને એનાં એ આંસુ આજે પણ અટકયા નથી. મોગલ સામ્રાજ્યનાં એ ઘાતક ઘા આજે પણ એ નરકમાં તાજા જ

છે, રહી રહીને એમાં વેદના ઊઠે છે અને......આજે પણ એ ઘા જોતાં અજાણપણે એનાં દર્દને અનુભવ થાય છે; ને આપોઆપ બે આંસુ સરી પડે છે.

આંસુ સરતા હતા, એનાં પૂર ઉમટતા હતા, નરક સિસકારા કરતું રોતું હતું; નિસાસા મૂકતું હતું. ઊંડા શ્વાસ લેતું હતું.... અને એ નિશ્વાસો એ જ એ વિવશતાની કબરને નરકમાંથી પણ ઊડાડી મૂકી. સ્વર્ગનાં એ આખરી ઉપભોક્તા, મોગલ વંશના એ જીવતા જનાજાને નરકમાં પણ સ્થાન ન મળ્યું. દુઃખનો ભંડાર પણ એ દુખિયારાને પોતાના પ્રદેશમાં સમાવી ન શકયો, એને આશરો આપી ન શકયો. બળતા અંગારને છાતીએ ચાંપીને કોણ નથી દાઝયું! અને એ વેરાન સ્વર્ગમાં, એ વલખતા નરકમાં...ધખધખતા અંગાર ચૂંટી લેનારાં કોઇ ત્યાં ન મળ્યાં.

બહાદુર નરકમાં પણ લુંટાયો. ત્યાં એણે પોતાનાં ભાંગ્યા દિલને પણ કચડાતું જોયું, એ હૃદયની ઊંડી તરડો શોધાતી જોઈ, અને પોતાનાં હૈયાંનાં એ ટુકડાઓને સંસાર દ્વારા ઠોકરે ઊડાવતા પણ જોયાં ઓહ! અને એ ત્યાંથી પણ ભાગ્યો. હવે તો એણે પોતાની આશાનાં એક માત્ર સહારા,ને પણ નજરોનજર નાશ પામતો જોયો, અને આશાનું વહન તો શું એના નામથી પણ ઘૃણા ઉપજી. જ્યાં નિવાસીઓનાં ચહેરા પર આશાવાદ ઝળકે છે, એ જ આ ભારતથી એણે મોં ફેરવી લીધું. એને હવે નિરાશારૂપી કમળો થઇ ગયો; અને ત્યારે એ એ દેશમાં પહોંચ્યો, જ્યાં બધું પીળું ને પીળું જ દેખાતું હતું. ત્યાંના સ્ત્રી–પુરૂષો પીળી ચાદરો ઓઢીને ફરતા હતા એટલું જ નહિ પણ એ લોકો પોતે પણ પીળા રંગમાં તરબોળ હતાં. નિરાશાનાં એ પુતળાંએ નિરાશાપૂર્ણ દેશની એ એકાન્ત અંધારી સુમસામ રાત્રે જ પોતાનાં છેલ્લા શ્વાસ મૂકયા. નિરાશાની એ ઉત્કટ પળો......ના! ના! એ દિવસને યાદ કરી, એ દિવસને જોઇને આ દુનિયામાં–આ

-સંસારમાં વિશ્વાસ મૂકવો–ના, એ ન બની શકે. માનવ-ઇચ્છાઓની વિફળતાનું એ બીષણ અટ્ટહાસ ! "જફર"ના એ છેલ્લા શ્વાસો...ઓહ !

* * * *

સ્વર્ગ વેરાન બન્યું અને દુર્ભાગ્યની એ આંધીએ એનાં ભાંગેલા હૈયાને કોણ જાણે કયાંય ફગાવી દીધું. એ ચમનનું એ બુલબુલ રડી રડી, ચીસો પાડીને તરફડતું તરફડતું કોણ જાણે કયાંય ઊડી ગયું. એનાં આત્માએ પણ એનો સાથ મૂકી દીધો. અને આજે એનું મૃત કંકાલ ત્યાંજ પડયું છે. શ્રાવણ ભાદરવાનાં વરસાદની જેમ સતત વહેતા આંસુ પણ સુકાઇ ગયા; એ અસ્થિપિંજર, માંસ-પેશીએ અને રૂધિર વિહોણો જીવનવિહોણો, હાડકાંનો એ માળખો નિર્જીવ થઇને નીચે પડયો.

અને હવે ભારતીય સમ્રાટોની એ અસૂર્યમ્પશ્યા[1] પ્રેયસીનું એ હાડપિંજર પ્રદર્શનની એક વસ્તુ બની ગયું છે. એ આનામાં જ થઇ જાય છે રાજ્યશ્રીની એ લાડિલી, શાહજહાની નવોઢાનાં સુકોમળ શરીરના રહ્યા સહ્યા અવશેષોની સહેલગાર ! બસ, માત્ર બે આના-બાજ આપણે જોઇ શકીએ છીએ એ વેરાન સ્વર્ગ, અને એનાં બધાંયે દૃશ્યો. અને એ વેરાન સ્વર્ગ, એ હાડપિંજરને જોઇને દુનિયા વિસ્મય પામે છે, આંખો ફાડી ફાડીને એને જોઇ રહે છે. એમાં એને સુંદરતાનો આભાસ થાય છે, શ્વેત હાડકાંઓનાં એ ટુકડાઓમાં દુનિયા સુકોમળતા અનુભવે છે; એ સડેલા–કોહેલા, રહ્યાં સહ્યાં, લાલ લાલ માંસ પિંડોમાં એને મસ્તીની માદક ગંધ આવતી જણાય છે. એ શાંત નિસ્તબ્ધતા એ મૃત સ્વર્ગનાં હૈયાનાં ધબકારા સાંભળવા મથે છે; એ જીવન-વિહોણાં સ્થળમાં રસની સરવતાનો સ્વાદ એને આવે છે; એ અંધારા ખંડેરોમાં કોહીનુરની પ્રકાશ પથરાયો હોય એવો ભાસ થાય છે; અને

૧ અસૂર્યમ્પશ્યા–સૂર્ય પણ જેને જોઇ ન શકે તે.

રત્નો સુદ્ધાંને તિરસ્કારી, સોના–રૂપાને રગદોળનાર, પત્થરોની છાતી ઉપર ઘાસ–તરણાંને વધતું જોઈને પણ જ્યારે દુનિયા બોલી ઊઠે છે કે–"જો પૃથ્વી પર સ્વર્ગ હોય તો તે અહીં જ છે ! અહીં જ છે ! અહીં જ છે !" ત્યારે તો......એ નિર્જીવ હાડપિંજર પણ પોતાની નમ્રતા અનુભવી મરમથી સંકોચાઇ જાય છે, અને જૂનાં સંભારણાં યાદ કરીને રડી પડે છે, નિસાસા મૂકી સિસકાર કરે છે. અને એ નિર્જીવ નિસ્તબ્ધ મૃતલોકમાં એ ઊંડા નિસાસાઓનાં મર્મર ધ્વનિ સંભળાય છે, એ શ્વેત પાષાણો પર વહાવેલા આંસુઓનાં ચિહ્ન નજરે પડે છે; અને ત્યારે.... . એ અંધારી રાતે એ સ્વર્ગનો ગત આત્મા પાછો ફરે છે. અને રડી રડીને જાણે કે કહે છે—

"આજ દો ફૂલ કો મોહતાજ[1] હૈ તુરબત[2] મેરી"

અને લાડકવાઇ પુત્રીની એ મા, ગત રાજ્યશ્રી પણ ચીસો પાડવા માંડે છે, અને ઊંડા ઊંડા શ્વાસ લઇ કહે છે–

"તમન્ના[3] ફૂટ કર રોઇ થી
જિસ પર યહ વહ તુરબત હૈ"

મોગલોની પ્રેયસી, અનંત યૌવના રાજ્યશ્રીની એ પ્યારી પુત્રી અવસાન પામી આ લોકનાં એ સ્વર્ગનો એ આત્મા કોણ જાણે કયાંય વિલીન થઇ ગયો, પરંતુ એનું એ મૃત શરીર એ મોગલોની વિલાસવાસનાની એ સમાધિ, એમની આકાંક્ષાઓની એ કબર, એ ઉત્તપ્ત સ્વર્ગનું એ ઠંડુગાર અસ્થિપિંજર, મોગલોના સુખ–વૈભવ અને માદકતનાં એ લુખ્ખા–સુક્કાં અવશેષ, એમનાં ઉન્મત્ત પ્રેમનું એ કંકાલ......અનંત યૌવનાએ એ અવશેષો પર કફન ઓઢાડયું,

૧ મોહતાજ–ગરીબ, ગરજુ; ૨ તુરબત–કબર
૩ તમન્ના–કામના, ઇચ્છા, એષણા

અને લોહીનાં આંસુ વહાવ્યાં,...ઓહ! એ કંકાલ પર એ લાલ લાલ આંસુઓનાં ડાઘ, એની એ લાલિમા આજે પણ દેખાય છે.

એ સ્વર્ગનું એ કંકાલ......અરે! એનાં સુખ-સ્વપ્ન અંગેની એ બધી રાત્રિઓ, એ બધીયે સુખદ પળો, એ મસ્તાનું જીવન, કોણ જાણે ક્યાંયે વિલીન થઇ ગયું! અને એનાં પથને અજવાળતી, પોતાનાં પ્રિયતમના પથમાં પથરાતી પોતાની તિરછી નજરદ્વારા એને પોતાનાં તરફ આકર્ષતી એ મસ્તાની આંખો, મિંચાયા છતાં આજે ઉઘાડી છે. ગોખલામાં નિર્જીવ થઇને ઊંડી ઊતરી ગઇ છે. અને આજે પણ એ કંકાલમાં રાત્રિ અને દિવસ થાય છે. મૃત્યુ પછી પણ એ કંકાલનું ચિરયૌવન એને નિર્જીવ નથી થવા દેતું....... સ્વર્ગની એ ચિરસુખવાસના, મિલનની એ અક્ષય આશા, સુખ-સ્વપ્નની એ માદકતા, યૌવનની એ ખુમારી, એ મસ્તી, આશાની એ અણબુઝ આગ,......આજે પણ એ બધુંયે એ કંકાલમાં પોતાનો રંગ લાવે છે. એ લાલ પત્થર આજે પણ આશાની અદશ્ય રીતે સળગનાર એ આગમાં ધખધખે છે, અને એનીજ ધખધખતી આગથી એ પત્થર, નિર્જીવ પાષાણ પણ રાતાચોળ થઇ રહ્યા છે; અને હાડ-માંસના એ રાખ, હાડકાંઓનો એ ઢગલો, એ શ્વેત પત્થર....અગ્નિજળે છતાં પણ હજુ આજે યે એનામાં ગરમી છે, અને જ્યારે સૂરજ ચમકે છે અને એ કંકાલના હાડકે હાડકાને પોતાનાં કિરણોથી સ્પર્શીને, પોતાનાં પ્રકાશથી અજવાળે છે, ત્યારે એ પત્થરો પોતાનાં અતીત ગૌરવને યાદ કરીને તથા સૂરજની આ બળજબરાઇને અનુભવ કરીને ગરમ થઈ જાય છે, પોતાનું ગયું-વિત્યું જોબન એને યાદ આવી જાય છે, એનું વિનષ્ટ સૌંદર્ય તથા એનો અન્તર્હિત વૈભવ એની આંખ સામે નૃત્ય કરવા માંડે છે; અને રાત્રે ચંદ્રને જોતાં એમને સાંભરી આવે છે પોતાનો પ્યાસે પ્રેમી, ને મિલનની સુખદ પળોની સ્મૃતિ ફરી જાગી ઊઠે છે.. ...ત્યારે તો એ પાષાણો પણ રડી ઊઠે

છે અને એ અંધારામાં એ આંસુ વહાવીને શીતળ શ્વાસ ખેંચે છે

એ અનંતયૌવનાની લાડકવાયીનો એ ઉલ્લાસ, એનો એ વિલાસ એનું એ યૌવન, અને એની એ મસ્તી......બધું યે નાશ પામ્યું છે......પરંતુ એની એ ચિર-સુખ-ભાવના. પુનઃ મિલનની એ અક્ષય આશા......પ્રિયતમની એ યાદ......આહ! આજે પણ એ કંકાલ રહે છે; નિસાસાઓ મૂકે છે, અને જ્યારે પણ નાશની નોબત વાગે છે, મૃત્યુની કરવત ચાલે, ત્યારે એ સિસકાર કરે છે, ને કણસી કણસીને અસ્ફુટ ધ્વનિમાં વિવશતા ભર્યા સાદે પ્રાર્થના કરે છે.

કાગા સબ તન ખાઇયો,
ચુન ચુન ખાઇયો માંસ.
દો નૈના મત ખાઇયો
પિયા મિલન કી આસ.



શ્રી કનૈયાલાલ પી. શાહ, ઓરીએન્ટ પ્રિં. હાઉસ, નવીવાડી, મુંબઈ, ૨.
છાપ્યું ને વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ લિમિટેડ, કાલબાદેવી રોડ,
મુંબઈ, ૨ માટે પ્રસિદ્ધ કર્યું.